# સીરત આલ્બમ
# કેટલીક જીવંત તસવીરો

લે. ખુર્રમ મુરાદ રહ.

• અનુવાદ •
મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા




اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ وَعَلَى آلِ مُحَمَّدٍ
كَمَا صَلَّيْتَ عَلَى إِبْرَاهِيمَ وَعَلَى آلِ إِبْرَاهِيمَ
إِنَّكَ حَمِيدٌ مَجِيدٌ.
اللَّهُمَّ بَارِكْ عَلَى مُحَمَّدٍ، وَعَلَى آلِ مُحَمَّدٍ
كَمَا بَارَكْتَ عَلَى إِبْرَاهِيمَ وَعَلَى آلِ إِبْرَاهِيمَ
إِنَّكَ حَمِيدٌ مَجِيدٌ.

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

ઈસ્લામની દા'વતનું કાર્ય પોતાના વિકાસ અને પ્રભુત્વ માટે અનેક તકાદાઓ કરે છે. આ દા'વત પોતાનામાં અનોખું આકર્ષણ રાખે છે, તેની મનમોહકતા લોકોને પોતાની તરફ ખેંચે છે, તેમ છતાં આ દા'વતના કેન્દ્રમાં દાઈ (આવાહક) છે. અલ્લાહના અંતિમ રસૂલ હઝરત મુહમ્મદ ﷺ ની સીરતનો અભ્યાસ કરીશું તો આ વાતનું મહત્ત્વ તરત જ સમજાઈ જશે. ચરિત્ર અને વ્યક્તિત્વનું, શાસન અને સમાજનું તથા દુનિયાની ભૂગોળનું જે અદ્દભુત અને બેનમૂન પરિવર્તન આજથી ચૌદ સદીઓ પહેલાં દુનિયાએ જોયું, તે કેવળ રસૂલુલ્લાહ ﷺ ના નકશે-કદમના અનુસરણના કારણે આવ્યું હતું. આજે પણ દુનિયામાં કોઈ હકારાત્મક અને રચનાત્મક પરિવર્તન ત્યારે જ આવી શકે છે, જ્યારે આ 'પૂર્ણ માનવ' ﷺ દ્વારા દર્શાવવામાં આવેલ નકશાને વાણી, વિચાર અને વ્યવહારનો વિષય બનાવવામાં આવે.

વાણી અને વર્તનમાં જે પ્રકારની સમાનતા અને એકરૂપતા આપ ﷺ ના વ્યક્તિત્વમાં જોવા મળતી હતી, તેનું કોઈ બીજું ઉદાહરણ નથી. આપ ﷺ નું વ્યક્તિત્વ સર્વગુણ-સંપન્ન હતું. આપ ﷺ એ લોકોની સામે નમૂનારૂપ જીવન પ્રસ્તુત કર્યું. તેમણે સમાજ અને સભ્યતા માટે એક આદર્શ લોકો સમક્ષ મૂક્યો. સોનેરી સિદ્ધાંતો અને રચનાત્મક ધ્યેયો આપ્યાં, માનવ-ઈતિહાસની નસોમાં જીવંત અને સ્થાયી પરંપરાઓનું લોહી વહેવડાવી દીધું, નૈતિક મૂલ્યોના સિતારાઓ માનવ-સભ્યતાના આકાશમાં ઝગમગાવી દીધા. તેમણે લોકોને હિંમત, સાહસ, શૌર્ય, અરમાનો અને આશાઓ, દયા અને અનુકંપાની ભાવનાઓ આપી; સિદ્ધાંતો, મૂલ્યો અને ધ્યેય માટે ઝઝૂમવાનું અને તેને ખાતર ત્યાગ અને બલિદાનનું શિક્ષણ આપ્યું.

આ જ કારણ હતું કે વિરોધની આંધીમાં પણ નબૂવ્વતનો આ દીપક પ્રજ્વલિત રહ્યો, લોકો તેના દિવ્ય પ્રકાશ તરફ ખેંચાતા રહ્યા અને પોતાના જીવનને પ્રકાશિત કરતા રહ્યા. પછી તો બસ, જ્યોત સે જ્યોત જલે...! માત્ર ૨૩ વર્ષના ટૂંકા ગાળામાં તો આ દા'વત અરબસ્તાનની સરહદો ઓળંગીને દુનિયાના ખૂણે-ખૂણે પહોંચી ગઈ અને લોકોના ટોળે-ટોળાં સત્ય-ધર્મ ઈસ્લામની ગોદમાં આવવા લાગ્યા. આ કોઈ અલૌકિક

ચમત્કાર નહોતો, બલ્કે આપ ﷺ ના વ્યક્તિત્વ અને ચરિત્રનો ચમત્કાર હતો. આ જ નમૂનો છે ઈસ્લામી આંદોલનના કાર્યકર્તાઓ માટે, જેમણે અલ્લાહના દીનને તેના બંદાઓ સુધી પહોંચાડવાનો નિર્ધાર કર્યો છે.

આદરણીય લેખક મહોદય ખુર્રમ મુરાદે દાઈએ-હક્ક અને દાઈએ-આઝમ પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ના જીવનના પ્રસંગોને એટલી સુંદર અને અનોખી રીતે વર્ણવ્યા છે કે વાચકને એવું લાગે છે કે દૃશ્ય જાણે તેની આંખો સમક્ષ ખડું થઈ ગયું છે ! લખાણમાં સાહિત્યિક સૌંદર્ય તથા શૈલી અને ભાષામાં મધુર રસાસ્વાદ તો છે જ, પણ તેમાં લાગણીઓની એવી ગુંથણી છે કે વાત બસ, હૃદયમાં ઊતરી જાય છે ! શબ્દોમાં ભાવનાઓની ગરમાહટ એવી છે કે થીજી ગયેલાં લોહીને પણ તપાવી નાખે ! હવે જરૂર એ વાતની છે કે ઈસ્લામી દા'વતની રાહ પર આગળ વધવા માગતો દરેક વ્યક્તિ સીરતે-મુબારકના આ સ્રોતના વહેતાં ઝરણાથી પોતાના શુષ્ક હૃદયની તરસને છિપાવે અને સત્ય અને સચ્ચાઈથી વંચિત લોકોના નિરસ દુન્યવી જીવનને ઈસ્લામના જીવન-રસથી તરબોળ કરી દે, જે શાશ્વત શાંતિ, સંતોષ અને આનંદની બાંહેધરી આપે છે.

**ડૉ. શકીલ અહમદ**

ચેરમેન, ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

જાન્યુઆરી ૧૯૮૨ માં પહેલી વાર હૃદયના ઑપરેશનના ગંભીર તબક્કામાંથી પસાર થયા પછી મને ઑગસ્ટમાં ગ્લાસગોમાં યુ.કે.ઈસ્લામિક મિશનના વાર્ષિક અધિવેશનમાં સમાપનીય પ્રવચનનું આમંત્રણ મળ્યું. પ્રવચનનો વિષય દા'વત (ઈસ્લામનું આમંત્રણ) હોય, તેના પર તો મન તૈયાર હતું, પણ વિચારી એ રહ્યો હતો કે આ પ્રવચન કઈ રીતે કરવામાં આવે ? રાતના એકાંતમાં મને મારા એ આલ્બમનો વિચાર આવ્યો, જેમાં હું લાંબા સમયથી મારા અભ્યાસ અને અનુભવના કેમેરાથી ખેંચેલ મનપસંદ તસવીરોને ટાંકતો આવ્યો છું. આ તસવીરોમાં સૌથી વધારે તસવીરો 'ઉસ્વએ હસ્ના' (અલ્લાહના રસૂલ સલ્લ.નો સર્વોત્તમ નમૂનો)ની છે, જે સરાસર 'ઉસ્વએ દા'વત' જ છે. આગલા દિવસે અડધા કલાકનું એક ટૂંકુ પ્રવચન થઈ ગયું. આ અધિવેશનનું અંતિમ પ્રવચન હતું. એક આદરણીય આલિમે-દીન મુફ્તી મકબૂલ અહમદ સાહેબે, જેમનો સંબંધ તેહરીકે-ઈસ્લામીથી નહોતો, આ પ્રવચન વિશે પોતાનો પ્રતિભાવ આ રીતે આપ્યો –

خِتٰمُهٗ مِسۡكٌ ؕ وَ فِىۡ ذٰلِكَ فَلۡيَتَنَافَسِ الۡمُتَنَافِسُوۡنَ ؕ

''જેના પર કસ્તુરીની મહોર લાગેલી હશે. જે લોકો બીજાઓથી આગળ વધી જવા માગતા હોય તેઓ આ વસ્તુ પ્રાપ્ત કરવામાં આગળ વધવાનો પ્રયત્ન કરે.''

(સૂરઃ મુતફ્ફિફીન, આ.૨૬)

તે પછી જ્યારે ઑક્ટોબર ૧૯૮૩ માં લાહોરમાં આયોજિત ઈસ્લામી જમીઅત તલ્બા, પાકિસ્તાનના વાર્ષિક સંમેલનમાં પ્રવચન કરવાનું થયું, તો મેં 'ઉસ્વએ-હસ્ના' વિશે પોતાના આલ્બમને જરા વધારે ખોલી નાખ્યું. આ પ્રવચન ટેપથી રેકોર્ડ થઈને 'હમકદમ' લાહોરમાં છપાયું. તે પછી મહિલા-વિભાગ, તેહરીકે ઈસ્લામી, પાકિસ્તાને તેને છપાવીને મોટા પ્રમાણમાં તેનું વિતરણ કર્યું.

પ્રવચનની ભાષા, ક્રમ અને વર્ણન-શૈલીથી દિલને સંતોષ નહોતો, અને વિચારતો હતો કે તક મળશે તો તેના પર ફરીથી એક વાર ઊંડી નજર મારી લઈશ.

માર્ચ ૧૯૮૬ માં કરાંચી જવાનું થયું, તો મારા પ્રિય ભાઈ શાહિદ હાશમીએ તેના પુનરવલોકન માટે કહ્યું, જેથી ઈસ્લામી જમીઅત તલ્બા તેને પ્રકાશિત કરી શકે. કરાંચીથી પાછા આવીને તેને ફરીથી જોવા બેસ્યો, તો હંમેશની જેમ એક નવી જ વસ્તુ જ તૈયાર થઈ ગઈ.

فَلِلّٰهِ الْحَمْدُ (સર્વ પ્રશંસા અને કૃતજ્ઞતા માત્ર અલ્લાહ માટે જ છે) — આશા તો છે કે હવે આ વધારે ઉપયોગી થશે, અને તેનાથી પણ વધારે તો એ કે અલ્લાહના દરબારમાં સ્વીકારનું સૌભાગ્ય પ્રાપ્ત થશે અને આખિરતમાં નજાત (મુક્તિ) માટે સહાયક બનશે. આજે આ મિલ્લતે-ઈસ્લામિયાના પુનરુત્થાન અને તેહરીકે ઈસ્લામીની સફળતા, મારા મતે, આ દા'વતને એ જ અંદાજમાં લઈને ઉઠવા પર આધારિત છે, જેની ઝાંખી આપણને 'ઉસ્વએ-હસ્ના'ના આ કેટલાંક દશ્યોમાં જોવા મળે છે. દા'વત માટે લગન, જવાબદારીની સભાનતા, અલ્લાહના સર્જનો (બંદાઓ)થી પ્રેમ, સાદગીભર્યું જીવન, રબની બંદગી તથા ન્યાય અને સમાનતાનો સંદેશ — આ વસ્તુઓમાં એ બધું જ છુપાયલું છે, જેની આપણે કામના કરીએ છીએ. જો આ સંક્ષિપ્ત પુસ્તિકા નવયુવાનો, મહિલાઓમાં, બાળકો અને વૃદ્ધોમાં આ વસ્તુઓની તીવ્ર અભિલાષા અને શોખ પેદા કરી દે, તેમના દિલોને પ્રકાશિત કરી દે, તો હું મારી જાતને ભાગ્યશાળી સમજીશ.

લિસ્ટર (ઇંગ્લેન્ડ), — **ખુર્રમ મુરાદ**

૪, રમઝાનુલ મુબારક ૧૪૦૬
૧૩, મે ૧૯૮૬

# કેટલીક તસવીરો !

મારા પાસે એક સુંદર, સરસ મજાનું આલ્બમ છે !

વાત એમ છે કે મારી નજર કોઈ અત્યંત સુંદર વસ્તુ પર પડે છે, તો મારું દિલ ચાહે છે કે તે હંમેશા મારા પાસે રહે. પોતાની પાસે રાખવા માટે હું તેને મારા આલ્બમમાં લગાવી દઉં છું. આવા સુંદર અને મનમોહક તસવીરો, ઘણા દિવસોથી એકત્ર કરી રહ્યો છું, અને અત્યાર સુધી મારા આલ્બમમાં મારી પસંદગીની સૌંદર્ય અને રૂપની અનેક તસવીરો ચોંટી ચૂકી છે. દિલ ચાહે છે કે આજે આ આલ્બમ ખોલીને કેટલીક તસવીરો તમને પણ બતાવું અને તમારા માટે પણ એક નજર જોવાના આનંદની તક ઊભી કરું. કદાચ આ મનમોહક મુખાકૃતિઓ તમારી નજરોમાં પણ સમાઈ જાય ! તમારું દિલ તેમના સૌંદર્ય અને રૂપનું કેદી થઈ જાય, તેમાં અટકીને રહી જાય ! તમારી નજરો તેમના પર ચોંટી જાય, અને તમે તેમને મારા આલ્બમમાંથી લઈને પોતાના દિલમાં સજાવી લો ! પછી તે તમારા દિલમાં પણ ઊતરીને માળો કરી લે, તમારા હૃદયમાં અંકિત થઈ જાય ! તમે જ્યારે પણ તેમાં ઝાંખીને જૂઓ, અને તે સ્વયં પોતાનાથી પણ ખૂબ નજીક હોય, તો તે તમને અત્યંત સમીપ દેખાય, અને જ્યારે ચાહો તેમને જોવાની મજા માણો અને હૃદયનો આનંદ પ્રાપ્ત કરો. એ વાતમાં આશ્ચર્ય નથી કે તેમને જોતાં-જોતાં, તેમનાથી પ્રેમ કરતાં-કરતાં તમે પોતે પણ તે અત્યંત સુંદર આકૃતિઓના બીબામાં ઢળવાનું શરૂ કરી દો, જેમની અભિવ્યક્તિ આ તસવીરો કરી રહી છે !

જો આ તસવીરો તમને પસંદ પડે, તો શોખથી તમને અર્પણ છે. તમે તેમને છાતી સરસી ચાંપી લો, હૃદયમાં બેસાડો, પોતાના આલ્બમમાં સજાવો ! તમને આપી દેવાથી મારા પાસે તેની કોઈ કમી નહીં થાય, ન મારું આલ્બમ ખાલી થશે. તે તમને લેવી હોય તો કેમેરાની પણ જરૂર નથી અને ફિલ્મ અને પ્લેટની પણ નહીં; બસ, તમારી આંખોનો કેમેરો અને દિલની ફિલ્મ જ પર્યાપ્ત છે – આ ચિત્રો જ કંઈક અનોખા રૂપમાં છે !

# દરેક વાત નિરાળી !

મારું આ આલ્બમ નિરાળું અને અનોખું છે, સામાન્ય આલ્બમોથી તદ્દન અલગ !

તેમાં મોટાં અને સુંદર પૃષ્ઠ નથી, ન તો તે શણગારેલ કોઈ ગ્રંથ છે. આ કોઈ નિર્જીવ અને જડ આલ્બમ પણ નથી. આ એક નિરંતર ગતિશીલ-ક્રિયાશીલ આલ્બમ છે. કોઈપણ પળે ન તો તે સ્થગિત થાય છે, ન તે નિરસ અને અક્ષુબ્ધ છે. તેમાં તસવીરો મનની ઉષ્મા અને ભાવનાઓની હૂંફથી ચોંટાડવામાં આવે છે. જીવનની ધડકનોની ફ્રેમમાં લગાવવામાં આવે છે અને લોહીના પરિભ્રમણથી તેના પાનાંઓ પલટાય છે.

તમે વિચારી રહ્યા હશો કે આવું નિરાળું આલ્બમ કેવી રીતે મહત્ત્વનું હોઈ શકે છે ? આ આલ્બમ મારું હૃદય છે, મારા આખા શરીરનું કેન્દ્ર ! નસેનસમાં દરેક વસ્તુ અહીંથી જ પંપ થાય છે, પ્રેમ હોય કે નફરત, નિર્ધાર હોય કે પામરતા – તેનાં પૃષ્ઠો અસંખ્ય છે અને તેનું ભાગ્ય શાશ્વત અને નિરંતર છે.

એ સૌંદર્ય અને રૂપ પણ અનોખા અંદાજનું છે, જેને આ તસવીરોએ સુરક્ષિત રાખ્યું છે, અને તસવીરો પોતે પણ અદ્વિતીય છે. આમ તો આ દુનિયામાં સૌંદર્ય અને ખૂબસૂરતીની કમી જ ક્યાં છે ! તેને બનાવવાવાળો તો 'રહમાન' (પરમ્ કૃપાળુ) છે, 'રહીમ' (પરમ્ દયાળુ) છે, 'જમીલ' (પરમ્ સુંદર) છે, 'મુસવ્વિર' (રૂપ-આકારનો નિર્માતા) છે... પથ્થરોની રંગબેરંગી અને નાની-મોટી ચટ્ટાનોને જૂઓ, ખીલતાં-મહેંકતા ફૂલો તથા પત્તાઓની બહારો પર નજર નાખો, આકાશમાં જડેલાં ઝગમગતા તારાઓની તરફ નજર નાખો, ધરતીની વિશાળ અને બિછાવેલ ફર્શ પર ચાલો, હવાઓમાં ઊડતા પક્ષીઓ અને જમીન પર ચાલતાં પશુઓ પર દૃષ્ટિપાત કરો – તેણે દરેક ઠેકાણે સૌંદર્ય અને રૂપને સમાવી દીધું છે, દરેક વસ્તુને સરસ અને નયનરમ્ય બનાવી છે, અને અત્યંત ઉદારતાથી, મોટું દિલ રાખીને બનાવી છે, દરેક બાજુ સૌંદર્ય વિસ્તરેલું-વિખરાયેલું છે; જ્યાં પણ નજર નાખો, સૌંદર્ય અને રૂપનો અંબાર છે !

પરંતુ હું તમને બતાવું કે મને કઈ વસ્તુ સૌથી સુંદર અને મનમોહક લાગે છે, જેના પરથી નજર હટવાનું નામ ન લે, દિલ આવી જાય તો દિલમાંથી નીકળવાનું નામ ન લે ? મને તો સૌથી વધારે સુંદર સારો મનુષ્ય લાગે છે, તેનું ઉત્તમ ચરિત્ર અને સૌથી શ્રેષ્ઠ વ્યક્તિત્વ લાગે છે. આ સુંદરતાની સૂક્ષ્મતા અને બારિકાઈ તથા કૃપાનું શું કહેવું !

હવે તમે જ બતાવો કે આનાથી વધારે સુંદર બીજું શું હોઈ શકે, અને તેની તસવીરથી વધારે સરસ બીજી કોની તસવીર હોઈ શકે છે, જેનાથી વધારે આજ પર્યંત ન આકાશે છત્રછાયા કરી અને જમીને તેના પર કૃપાની નજર કરી ?

بَلَغَ الْعُلٰى بِكَمَالِهٖ　　كَشَفَ الدُّجٰى بِجَمَالِهٖ
حَسُنَتْ جَمِيعُ خِصَالِهٖ　　صَلُّوْا عَلَيْهِ وَآلِهٖ

"તેઓ પોતાની પૂર્ણતા અને શ્રેષ્ઠતાના સર્વોચ્ચ શિખરે પહોંચી ગયા,
તેમના સૌંદર્યની ઝગમગાટથી તમામ અંધકાર દૂર થઈ ગયો,
તેમની પ્રત્યેક વિશેષતા સુંદરતાની છબી બની ગઈ,
તેમના ઉપર અને તેમની આલ (વંશજો) પર દરૂદો-સલામ."

સુંદરતા અને રૂપની અદ્વિતીયતા તો તમે જોઈ ! હવે જરા તસવીરોની અદ્વિતીયતા પણ જોઈ લો ! જે જમાનાની તસવીરો હું તમને બતાવવા જઈ રહ્યો છું, એ જમાનામાં કેમેરો નહોતો, કાગળ અને પથ્થર પર હાથથી ચિત્રાંકન કરવામાં આવતું હતું. હવે તો કેમેરા અને વીડિયો પણ આવી ગયા છે. એ જમાનામાં આ મશીનો અને સાધનો હોત તો પણ જે તસવીરો તેઓ લેતાં તેની સુંદરતા અને રૂપ આ રીતે મારા હૃદયમાં અને મારી દૃષ્ટિમાં ન સમાતાં. કેમેરાની તસવીરો, જડ અને નિર્જીવ તસવીરોથી હું શું દિલ લગાવતો ! મૂવી કેમેરાની તસવીરો ચાલે તો છે, કોઈ તેમાં ચાલતું-ફરતું અને વાત કરતું તો જોઈ શકાતું, પરંતુ જાણે કે કઠપૂતળી હરકત કરી રહી છે એવું લાગતું ! ભાવનાઓ, લાગણીઓ અને પ્રભાવથી બિલકુલ ખાલી !

મારા હૃદયનાં આલ્બમમાં જે તસવીરો લાગેલી છે, તે શબ્દોથી ખેંચવામાં આવી છે. જે તસવીરો મેં પોતે ખેંચીને મારા આલ્બમમાં લગાવી છે, તે મારી આંખોના પ્રતિબિંબને આભારી છે. પરંતુ જે તસવીરો હું તમને બતાવી રહ્યો છું, તેનું ચિત્રાંકન એ સૌંદર્ય અને રૂપના પૈકર (મૂર્ત-સ્વરૂપ) સલ્લલ્લાહુ અલયહિ વ-સલ્લમના સાથીઓએ કરેલું છે, મારા જીવંત અને સુંદર શબ્દોમાં ! શાબ્દિક તસવીરોની વાત જ કંઈક ઓર છે ! નજરની સામે પણ પ્રગટ થઈ જાય છે, દિલમાં પણ ઊતરી જાય છે, ભાવનાઓને પણ ગરમાવી દે છે, હૃદયની ધડકનો પણ વધારી દે છે, લોહીમાં ભ્રમણ અને આત્મામાં શાંતિ ઉત્પન્ન કરી દે છે – આવી તસવીરોથી વધારે ચિત્તાકર્ષક અને મનમોહક, આકર્ષિત અને પ્રતિભાવ અને પ્રભાવથી ભરપૂર તસવીરો બીજી કઈ હોઈ શકે છે !

# નિગાહે ઈશ્કો-મસ્તીમેં
# વહી અવ્વલ, વહી આખિર

મને આ તસવીરો ખૂબ પ્રિય લાગે છે, મને તેનાથી **અનહદ** પ્રેમ છે !

મારી મનોકામના અને ઇચ્છા છે કે તમને પણ તેમનાથી આવો જ પ્રેમ થઈ જાય, બલ્કે મારા પ્રેમથી પણ વધારે, અને હંમેશા રહે. પ્રેમ જ સ્થળ અને સમયના અંતરને મિટાવીને મહેબૂબ (પ્રિયજન)ને સમીપ કરવાની શક્તિ રાખે છે. જે સરાસર

પ્રેમ અને કરુણા હતા અને જેમની અમુક જ તસવીરો આજે હું તમને અર્પણ કરવા જઈ રહ્યો છું, તેમણે પોતે જ આ શુભસૂચના આપી છે — સલ્લલ્લાહુ અલયહિ વ-સલ્લમ !

તેમનાં એક સાથી, હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ. કહે છે કે એક વ્યક્તિ નબી ﷺ ની પાસે આવ્યો. દિલમાં એક ટીસ હતી, એક ઉલઝન હતી; તે તેમણે વર્ણવી. આ ઉલઝન આપણા સૌના હૃદયોમાં પણ છે, પણ હવે પૂછવાનો મોકો નથી. તે વ્યક્તિએ જાણે આપણા-સૌની તરફથી પૂછ્યું —

'હે અલ્લાહના રસૂલ ﷺ ! તમે એ વ્યક્તિ વિશે શું કહો છો, જેણે લોકોથી પ્રેમ કર્યો, પરંતુ તેમના સુધી પહોંચી ન શક્યો ?'

ન સોબત મળી, ન મુલાકાત થઈ, ન તેમના સાથે કોઈ વ્યવહાર કર્યો, અંતર સ્થળનું પણ હતું અને સમયનું પણ, અને ઈલ્મો-અમલ (જ્ઞાન અને આચરણ)નું પણ !

આપ ﷺ એ ફરમાવ્યું :

اَلْمَرْءُ مَعَ مَنْ اَحَبَّ.

''માણસ તેના સાથે હોય છે, જેનાથી તેણે પ્રેમ કર્યો.'' (બુખારી, મુસ્લિમ)

આ સંગાથ અને સામીપ્ય આ દુનિયામાં તો છે જ — અને જો તમને સંદેહ હોય, તો પ્રેમ કરીને જોઈ લો કે જમાના અને સમયનું અંતર કેવી રીતે દૂર થઈ જાય છે — પરંતુ આ દુનિયા, આવનારી અને શાશ્વત દુનિયા માટે પણ આ ખુશખબરી છે.

નબી કરીમ ﷺ ના એક અન્ય સાથી હઝરત અનસ રદિ.એ બતાવ્યું કે એક બીજા માણસે પૂછ્યું —

'કયામત ક્યારે આવશે ?'

આપ ﷺ એ ફરમાવ્યું —

'પૂછી તો રહ્યા છો, પણ તેના માટે તૈયારી પણ કરી લીધી છે ?'

તે માણસ બોલ્યો —

'مَا اَعْدَدْتُ لَهَا... وَلٰكِنِّىْ اُحِبُّ اللّٰهَ وَرَسُوْلَه'.

'તૈયારી તો મેં કંઈ જ કરી નથી, પરંતુ બસ, એટલું છે કે અલ્લાહ અને તેના રસૂલ ﷺ થી પ્રેમ કરું છું.'

નબી કરીમ ﷺ એ ફરમાવ્યું —

اَنْتَ مَعَ مَنْ اَحْبَبْتَ.

'તુ તેના સાથે હોઈશ, જેનાથી તને પ્રેમ છે.' (બુખારી, મુસ્લિમ)

હવે બતાવો, આનાથી વધારે આનંદ અને સૌભાગ્યની વાત બીજી કઈ હોઈ શકે છે ! એ જમાનામાં કે જ્યારે અલ્લાહના રસૂલ ﷺ મોજૂદ હતા, લોકોએ આ ખુશખબરી સાંભળી તો એવા ખુશ થઈ ગયા કે ઇસ્લામ લાવ્યા પછી કોઈ બીજી વાતથી નહોતા થયા — આ હઝરત અનસ રદિ.નું કહેવું છે — હવે આપણા જમાનામાં તો આપણા જેવા નિઃસહાય, લાચાર અને અપૂર્ણ મનુષ્યો માટે, જેઓ આખિરતની તૈયારીમાં બિલકુલ પાછળ રહી ગયા છે, સાંત્વના અને સંતોષ તથા ખુશી અને આનંદની વાસ્તવિક બાબત આનાથી વધારે બીજી કઈ હોઈ શકે છે ? આમ, પ્રેમ કરશો તો અલ્લાહનો પણ સાથ રહેશે, તેના વ્હાલા રસૂલનો પણ અને આ બંનેના તમામ ચાહવાવાળાઓનો પણ.

આજે અલ્લાહના રસૂલ ﷺ ની હસ્તી તો આપણા વચ્ચે નથી, પરંતુ આપનું જીવતું-જાગતું અને ચાલતું-ફરતું વ્યક્તિત્વ આપણા પાસે છે, આખા જીવનનું ચિત્ર — એટલા માટે કે આપનો આદર્શ નમૂનો આપણા પાસે છે. જો આપણે આ આદર્શ નમૂનાની એક-એક અદા અને તેની એક-એક નિશાનીથી પ્રેમ કરવા લાગીએ, તેના ઉપર આપણી નજર જમાવી લઈએ, તેને આપણા હૃદયમાં બેસાડી દઈએ, અને તેમના જેવા બનવાના પ્રયત્નોમાં લાગી જઈએ, તો કોઈ કારણ નથી કે આપણે આ ખુશખબરીને પાત્ર ન ઠરીએ. જો કે આજે આપણે આપ ﷺ ના કદમોમાં નથી બેસી શકતા, પરંતુ આ રીતે આપણે તેમનાં દરેક પગલાનો અવાજ સાંભળી શકીશું અને આખિરતમાં તો અવશ્ય આપ ﷺ ને આ આંખોથી જોઈશું અને આપ ﷺ ના સાનિધ્યનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શકીશું.

એક વાત ચોક્કસ છે કે જે તસવીરો હું આપને બતાવી રહ્યો છું, તેમાં માત્ર આનંદ અને મજા જ નથી, બલ્કે દુઃખ અને દર્દની લહેરો પણ છે. આ લહેરો મારા હૃદયના અંદરથી ઉઠે છે અને તેની પીડા તમે પણ અનુભવી શકશો. આ પીડા અને વ્યથા કેમ ? કારણ એ છે કે જ્યારે હું એક તરફ આ તસવીરોને જોઉં છું અને બીજી તરફ મારા પોતાના ઉપર નજર નાખું છું, મારા જીવનને જોઉં છું, તો હું આ બંનેમાં એટલો સ્પષ્ટ તફાવત, બલ્કે વિરોધાભાસ અનુભવું છું કે સહસા મારું હૃદય શોક અને દુઃખમાં ગરકાવ થઈ જાય છે. દુઃખ અને શોક એ વાતનો કે ક્યાંક એવું તો નથી કે મારું હૃદય પ્રેમથી ખાલી હોય ! એટલા માટે જ તો શું આ તસવીરોની સુંદરતા અને રૂપથી આંખો બંધ કરીને ન જાણે કયા રસ્તાઓ પર દોડતો જઈ રહ્યો છું. ક્યાંક એવું ન થાય કે, જેનાથી પ્રેમનો હું દાવો કરું છું અને જેના પાછળ ચાલવાની મારી મનોકામના મારા હૃદયમાં રાખું છું, આ દુનિયામાં પણ અને આખિરતમાં પણ એ મહામાનવ ﷺ ના સામીપ્યથી વંચિત થઈ જાઉં, દૂર કરી નાખવામાં આવું !

હું ઇચ્છું છું કે આ તસવીરોની સાથે આ દુઃખ અને વ્યથા પણ તમને અર્પણ કરી દઉં. તમે આ તસવીરો લઈને જાઓ તો આ દુઃખ અને વ્યથા પણ સાથે લઈ જાઓ. તમે કદાચ કહેશો કે દુઃખ અને વ્યથાને તો કંઈ ભેટ થોડી કહેવાય ? ભેટ તો એ છે જે ખુશી અને આનંદ સાથે લઈને આવે. પરંતુ જે દુઃખની પીડા હું તમને આપવા માગું છું, તેના વિશે હું એટલી વાત નિશ્ચિતપણે કહી શકું છું કે જો આજે તમને આ દુઃખ લાગી ગયું, તો આજે પણ અને કાલે પણ, તમે દરેક પ્રકારની આશંકા અન ભયથી તથા દરેક ઝંખના અને વ્યથાથી મુક્તિ પામી જશો — وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ[1] "ન તેમને કોઈ ભય હશે, ન તેઓ દુઃખ અને પીડામાં ગ્રસ્ત હશે" ની ખુશખબરી તમારા માટે પૂરી થઈ જશે, અને તમે એ ઉચ્ચ દરજ્જા પર પહોંચી જવાને પાત્ર બની જશો, જે આપણા પ્રિય નબી ﷺ ના સાનિધ્યનો દરજ્જો છે.

આ તસવીરોને એ રીતે જૂઓ કે તમે તેની મોહકતા અને મનોરમ્યતાથી પણ આનંદિત થાઓ, તમારા હૃદયમાં તેનાથી પ્રેમ ઉત્પન્ન થાય, તેની સાથે તે તમારા માટે એક માપદંડ અને કસોટી બની જાય, અને એક દર્પણ પણ, જેમાં ઝાંખીને તમે એ જોઈ શકો કે તમારી પોતાની જાત, તમારું જીવન, તમારી પળો, તમારાં દિવસ-રાત, તમારું પોતાની છબી તેનાથી કેટલી સામ્યતા ધરાવે છે.

# દા'વતની તસવીર

તસવીર કેવી રીતે બને છે ? નાના-નાના બિંદુઓ અગણિત સંખ્યામાં એક ખાસ ક્રમથી એક જગ્યાએ એકત્ર થઈ જાય તો એક સ્પષ્ટ તસવીરનું રૂપ ધારણ કરી લે છે. ઘણીબધી અગણિત તસવીરોને ખૂબ ઝડપથી ક્રિયાન્વિત કરવામાં આવે તો તે એક-બીજામાં સમન્વિત થઈને એક ગતિશીલ તસવીર (ચલચિત્ર)નું રૂપ ધારણ કરી લે છે. મેં જ્યારે રસૂલુલ્લાહ ﷺ ના જીવનની બધી તસવીરોને એક સાથે મૂકીને જોઈ, એ ક્રમથી મૂકી જે ક્રમમાં તેમનાં સાથીઓએ મૂકી હતી, તેમને એક છેડાથી લઈને બીજા છેડા સુધી જોતો ગયો, તો તે સૌ મળીને સૌથી વધારે સ્પષ્ટ અને ગતિશીલ તસવીર એક જ દેખાઈ કે – આપ ﷺ રસૂલ હતા, પોતાના રબે મોકલેલા હતા, આપ ﷺ ની પાસે એક સંદેશ હતો, આપ ﷺ ની પાસે એક દા'વત હતી, આ દા'વત અને આ સંદેશને પહોંચાડવું જ આપનું જીવન હતું. મને એવું લાગ્યું કે જે પળે ગારે-હિરામાં અલ્લાહની વહી અને માર્ગદર્શનના પહેલા કિરણે આપ ﷺ ના મુબારક દિલને સ્પર્શ કર્યો, તે પળથી લઈને જીવનની છેલ્લી પળ સુધી જ્યારે આપ ﷺ એ પોતાના પ્રાણ સર્જનહારને સોંપ્યા અને 'અર્-રફીકુલ આ'લા'ની પાસે ચાલ્યા ગયા, આપ ﷺ નું જીવન રિસાલત (ઈશદૂતત્વ)

૧. સૂરઃ બકરહ, આ. ૬૨

અને દા'વત (ઈસ્લામના આમંત્રણ)ની તસવીર છે. પ્રત્યેક પળ બસ આ જ ધૂન છે, તેની જ ચિંતા છે, તેનો જ અહેસાસ છે, તેના જ માટે રાત-દિવસ ન્યોછાવર છે, તેના જ માટે દોડધૂપ છે, તેના જ માટે મેળમિલાપ છે, તેના જ માટે સંઘર્ષ છે !

'ઉસ્વએ-હસ્ના' (આદર્શ નમૂનો)નું નામ આવે છે તો હવે હાલત એ થઈ ગઈ છે કે સામાન્ય રીતે આપણા મનમાં એક જ ખ્યાલ આવે છે – કે આપ ﷺ કપડાં કેવા પહેરતા હતા ? આપ ﷺ ના ખાવા-પીવાની રીત શું હતી ? આપ ﷺ કેવી રીતે ચાલતા-ફરતા અને ઉઠતા-બેસતા હતા ? જો આનાથી વધારે કંઈ વિચારીએ છીએ, જો કે ઓછું જ વિચારીએ છીએ, તો એ કે આપ ﷺ ના અખ્લાક કેવાં હતા ? પરંતુ 'ઉસ્વએ-હસ્ના'નું નામ સાંભળીને જે તસવીરો આપણા મનમાં નથી આવતી, ઓછામાં ઓછું એ હેસિયતે તો નથી જ આવતી કે તેમના જેવા આપણે પણ બનવાનું છે. તે તસવીરો મક્કાની ગલીઓમાં દોડધૂપની છે, સફાના પર્વત પરથી લોકોને પોકારવાની છે, અકાઝના મેળાઓમાં રસળવાની છે, તાઈફની ઘાટીઓમાં થાકવાની છે, બદ્ર અને હુનૈન અને ઉહદ અને હુદૈબિયાના રણમેદાનોની છે.

ખાવા-પીવા, સૂવા-જાગવા, ચાલવા-ફરવાની તસવીરો ચોક્કસપણે આપ ﷺ ના 'ઉસ્વા'નો એક હિસ્સો છે, તેમાંથી દરેક તસવીર ખરેખર ખૂબ સુંદર છે, આપણા માટે મહત્ત્વની છે, પરંતુ કહેવામાં તો એ આવ્યું છે કે –

لَقَدْ كَانَ لَكُمْ فِيْ رَسُوْلِ اللّٰهِ اُسْوَةٌ حَسَنَةٌ

"નિઃશંક, તમારા માટે ઉસ્વએ-હસ્ના અલ્લાહના રસૂલમાં છે."

(સૂરઃ અહ્‌ઝાબ, ૨૧)

રસૂલુલ્લાહ ﷺ ના શબ્દો પર વિચાર કરો, તો આખી વાત તમારી સમજમાં આવી જશે. તે પછી તમને દેખાશે કે આમ તો દરેક તસવીર એક દૃષ્ટાંત છે અને મહત્ત્વની છે, પરંતુ સમગ્ર જીવનની એક તસવીર સૌથી નિરાળી તસવીર બને છે, તે તસવીર ઉસ્વાએ- રિસાલત (સંદેશ પહોંચાડવા)ની છે, એ ઉસ્વએ-દા'વત (ઈસ્લામના આમંત્રણ)ની તસવીર છે, એ તસવીર સચેત કરવાનું અને ખુશખબરી સંભળાવવાની છે, તે ઉસ્વએ-તિલાવતે આયતની તસવીર છે, તે ઉસ્વએ તા'લીમે કિતાબો-હિકમતની તસવીર છે, તે ઉસ્વએ-તઝકિયાએ નુફૂસ (આત્મશુદ્ધિ)ની તસવીર છે. આપ ﷺ ના જીવનની એક-એક પળ ઉપર આ જ તસવીરોનું પ્રતિબિંબ છે. આપણે કપડાં ચોક્કસ એ જ રીતે પહેરવા જોઈએ, જે રીતે આપ ﷺ એ બતાવ્યું છે. આપણા ખાવા-પીવા, સૂવા-જાગવા અને ચાલવા-ફરવાના શિષ્ટાચારો પણ આપ ﷺ ના શિષ્ટાચાર અનુસાર

હોવા જોઈએ. આપણો વ્યવહાર અને આચરણ પણ આપ ﷺ ના રંગમાં રંગાયેલ હોવું જોઈએ. પરંતુ જો આપણું જીવન આપ ﷺ ના દા'વત અને રિસાલતની તસવીર જેવી ન બની, તો આપણે સાચા અર્થમાં આપ ﷺ થી પ્રેમ કરવાવાળા નહીં હોઈએ.

હવે કદાચ, તમે એ સમજી શક્યા હશો કે મેં આ તસવીરોને તમારા માટે કેમ પસંદ કરી છે !

આવો, હવે હું તમને મારું આલ્બમ ખોલીને બતાવું !



# ઉમંગ અને ઉત્સાહ જૂઓ વ્યથિત હૃદયનો !

### પહેલી તસવીર !

## વહેતી આંખો !

આ પહેલી તસવીર હઝરત અબ્દુલ્લાહ બિન મસૂઊદ રદિ.એ આપણા માટે સાચવીને રાખી છે.

તેઓ કહે છે કે એક દિવસે હું નબી કરીમ ﷺ ની સેવામાં ઉપસ્થિત હતો. આપ ﷺ મિમ્બર પર બેસેલા હતા. મને સંબોધન કરતાં ફરમાવ્યું :

'અબ્દુલ્લાહ ! મને કુર્આન સંભળાવો.'

મેં આશ્ચર્ય અને અદબથી પૂછ્યું :

'હું આપને પઢીને સંભળાવું, જ્યારે કે આપ ઉપર તો આ કુર્આન ઉતારવામાં આવ્યું છે.'

આપ ﷺ એ ફરમાવ્યું :

'હા, હું ઈચ્છું છું કે કોઈ અન્યથી આ કુર્આન સાંભળું.'

અબ્દુલ્લાહ રદિ. કહે છે :

'મેં સૂરઃ નિસા પઢવાનું શરૂ કર્યું, ત્યાં સુધી કે આ આયત પર આવ્યો -

فَكَيْفَ إِذَا جِئْنَا مِنْ كُلِّ أُمَّةٍۭ بِشَهِيدٍ وَجِئْنَا بِكَ عَلَىٰ هَٰؤُلَاءِ شَهِيدًا ۝

'તે વખતે શું હાલત હશે, જ્યારે અમે દરેક સમુદાયમાંથી એક સાક્ષી લઈ આવીશું અને તમને એ સૌ પર ગવાહ બનાવીશું.' (સૂરઃ નિસા, ૪૧)

'અવાજ આવ્યો, અબ્દુલ્લાહ હવે બસ કરો.'

'મેં આંખો ઉઠાવીને જોયું તો આપ ﷺ ની બંને આંખોમાંથી અશ્રુઓની ધારા વહી રહી હતી.' (બુખારી, મુસ્લિમ)

આ તસવીરને જૂઓ અને જરા વિચારીને જૂઓ ! આ કઈ જવાબદારી અને ઉત્તરદાયિત્વનો આટલો ઊંડો અને સખત અહેસાસ છે કે જેણે હૃદયને પીગળાવી નાખ્યું છે અને આંખોને ભીની કરી નાખી છે ? આ જવાબદારી અલ્લાહના બંદાઓની સામે સચ્ચાઈ અને સત્યની સાક્ષી આપવાની જવાબદારી છે, આ જવાબદારી દા'વત (ઇસ્લામના આમંત્રણ)ની જવાબદારી છે. આ તીવ્રતા એ અહેસાસની છે કે એક દિવસ અલ્લાહની સામે ઊભો થઈશ અને અલ્લાહ મને પૂછશે કે તમે તમારી સાક્ષી આપવાની જવાબદારીને કેટલે અંશે નિભાવી, તો તે વખતે હું શું જવાબ આપીશ ? આ મુહબ્બતને જૂઓ જે પોતાના રબથી છે ! આ ધાસ્તીને જૂઓ જે તેના સામે ઊભા રહેવાની લાગણીની છે ! આ કેવો હૃદયને આકર્ષિત કરવાવાળો પ્રેમ અને ભયનો સંગમ છે ! અલ્લાહના બંદાઓ (સર્જનો) માટે દયા અને પ્રેમને જૂઓ, જે હૃદયમાં ધરબાયેલો છે ! કલામે-રબ્બાની (અલ્લાહની વાણી) પર કેવો વિશ્વાસ છે કે તેની વર્ષાના થોડાંક છાંટા વરસ્યા અને એવી લહેરો ઉત્પન્ન થઈ કે બધો પ્રેમ અને ભય તથા દયા આંખોમાં ડોકાવા લાગ્યા અને વહેવા લાગ્યા. આ તસવીર ઉપર અનાયાસ જ પ્રેમ કેમ ન ઉભરાઈ આવે !!

હવે જરા આ તસવીરના દર્પણમાં પોતાને પણ જોઈ લો. તમે સારી રીતે જાણો છો કે મુસલમાનની હેસિયતે તમને સમાજની સામે, તમામ મનુષ્યો સામે સત્યની સાક્ષી આપવા માટે જ એક 'ઉમ્મત' બનાવવામાં આવ્યા છે. આ જ તમારા જીવનનો ધ્યેય છે. રાત-દિવસ તમારી જીભ પર નિફાઝે-શરીઅત (શરીઅતનું પ્રભુત્વ), ઇસ્લામી નિઝામ (ઇસ્લામી જીવન-વ્યવસ્થા), ઇકામતે-દીન (દીનની સ્થાપના), હાકિમિયતે-ઇલાહી (અલ્લાહનું સાર્વભૌમત્વ), શહાદતે-હક્ક (સત્યની સાક્ષી)ના શબ્દો રહે છે. સાચું કહો ! રાતનો અંધકાર હોય, એકાંત હોય કે દિવસનું અજવાળું, એવું કેટલી વાર થયું કે તમારી આંખો પણ આંસુઓથી ભરાઈ આવી હોય, એ વિચારીને કે તમારા ચારે તરફ વસતાં લોકો પર સાક્ષીની હેસિયતે જ્યારે તમે અલ્લાહની સામે ઊભા હશો, તો તમારી શું હાલત થશે ! તે વખતે તમારી શું હાલત હશે ??

એ તો તમને ખબર જ છે કે જે પ્રમાણે રસૂલુલ્લાહ ﷺ એ આપણા સામે સત્યની સાક્ષી આપી છે, તે પ્રમાણે લોકો સામે સાક્ષી આપવા માટે તમે જવાબદાર છો. જે રીતે તેઓ અલ્લાહ સમક્ષ ઊભા હશે, એ જ રીતે તમે પણ ઊભા હશો. તમને પણ પૂછવામાં આવશે કે તમે તમારા ઘરવાળાઓને, પોતાની શાળા-કૉલેજોમાં, પોતાના મહોલ્લાઓ અને ઑફિસો, પોતાના શહેર અને દેશમાં રહેતાં અને ગુમરાહીમાં ભટકતા લોકોની સામે સત્યની સાક્ષી આપી કે નહીં ? તમે સાચા સાક્ષી હતા કે

જૂઠા ? તમે તમારી જવાબદારી અંગે સચેત હતા કે તેનાથી ગફલતમાં જ જીવન પસાર કરી નાખ્યું ? તમને આ બધા લોકોનું દુઃખ હતું કે માત્ર પોતાની દુનિયા બનાવવા કે પોતાની જ મુક્તિની ચિંતા હતી ?

શું આ બધું વિચારીને તમારી આંખોમાંથી પણ આંસુઓ વહી નીકળ્યા ? જો આવું નથી થયું તો તેનો અર્થ એ છે કે રસૂલુલ્લાહ ﷺ ની આ જે તસવીર છે, તે તમારા હૃદયમાં ઉતરી નથી. હજુ તમારા દિલના અંદર એ ભાવના અને પોતાના રબ અને તેના બંદાઓથી એ પ્રેમ ઉત્પન્ન જ થયો નથી, જેના વગર તમારું જીવન સૌંદર્ય અને ખૂબીથી વંચિત રહેશે. તમે ભાષણો કરી લો, પુસ્તકો વાંચી નાખો, નારાઓ પોકારી લો, સભાઓ અને સંમેલનો કરી લો, પરંતુ જ્યાં સુધી આ ભાવના, આ પ્રેમ, પોતાના ધ્યેયથી આવી ઉત્કટ લગન તમારા દિલમાં ઊંડે સુધી ઉતરી ન જાય, ત્યાં સુધી કંઈ જ નહીં થાય.

આ તસવીર જોયા પછી થવું એ જોઈતું હતું કે તમે ધ્રુજી જતા, કાંપી જતા, રડી પડતા ! જ્યારે એ વિચારો કે દરેક એ વ્યક્તિ જે પોતાના રબથી ગાફેલ છે અને તેની અવગણના કરી રહ્યો છે, પોતાના રબની રાહ પર નથી ચાલી રહ્યો, પોતાના રબની બંદગી નથી કરી રહ્યો, તો તમારો રબ તમારાથી તેમના વિશે પૂછશે અને તમારે તેની ગુમરાહી (પથભ્રષ્ટતા)નો જવાબ આપવો પડશે, તેની પોતાના રબથી દૂર રહેવાની જવાબદારી તમારા શિરે આવી શકે છે.

## બીજી તસવીર !

## જીવની જલન !

હવે બીજી તસવીર જૂઓ ! આ તસવીર કોઈ માણસે નથી ખેંચી, બલ્કે તેણે ખેંચી છે જે 'અલ-મુસવ્વિર' (રૂપ-આકારનો નિર્માતા, પરમ્ ચિત્રકાર) છે અને જેના ચિત્રાંકનની પૂર્ણતા અને પરાકાષ્ઠા પર આખી સૃષ્ટિ સાક્ષી છે.

لَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ اَلَّا يَكُوْنُوْا مُؤْمِنِيْنَ

"કદાચ, આ દુઃખ અને ચિંતામાં તમે પોતાનો જીવ જ ગુમાવી બેસશો કે આ લોકો ઈમાન નથી લાવતા." (સૂરઃ શૂઅ્રા, ૩)

શબ્દો ખૂબ સંક્ષિપ્ત છે, પરંતુ તસવીર અત્યંત પૂર્ણ અને સર્વગ્રાહી છે. થોડાંક શબ્દોમાં અસંખ્ય રંગો ઝળકી રહ્યા છે, દિલમાં હલચલ મચાવી દેવાવાળાં અનેકાનેક ચિહ્નો ઊભરી રહ્યા છે.

એક આ રંગને પણ જૂઓ ! પોતાની સચ્ચાઈ અને નિષ્ઠા પર વિશ્વાસ છે. એવો વિશ્વાસ, જેમ કે પ્રકાશિત દિવસ અંગે હોય છે કે સૂર્ય નીકળેલો છે. જે વસ્તુ આપણા માટે અદશ્યની હેસિયત ધરાવે છે, તે નબી માટે આંખો-દેખી વસ્તુ હોય છે. આ વિશ્વાસના મુકાબલામાં ઈન્કાર છે, વારંવાર અને નિરંતર ઈન્કાર છે, જૂઠું ઠેરવવાની વૃત્તિ છે, આ જૂઠ પર હઠાગ્રહ છે. જે વ્યક્તિ દિવસે એવું કહે કે લોકો, આ દિવસ છે, અને લોકો માનવાથી ઈન્કાર કરી દે !

જૂઠું ઠેરવે અને તેના પર જીદ કરે કે તે જૂઠો છે, પોતાના મનથી ઘડીને કહી રહ્યો છે કે આ દિવસનો સમય છે અને સૂર્ય આકાશમાં ચમકી રહ્યો છે ! જરા તેના દિલ અંગે, જે રીતે તે ઘૂંટાઈ રહ્યું છે, તેનું અનુમાન કરો ! અને, માત્ર ઈન્કાર અને જૂઠ ઠેરવવાની જ વાત નથી, બલ્કે મજાક છે, હાંસી છે, અને તેનાથી પણ આગળ વધીને વિરોધ છે, દ્વેષ છે અને જુલ્મો-સિતમ છે. વિચારો કે તેના દિલ પર શું વિતતું હશે !! અને 'અલ-મુસવ્વિર' ના શબ્દો 'بَاخِعٌ نَّفْسَكَ' (પોતાનો જીવ જ ગુમાવી બેસશો) આ કેફિયતનું કેટલું સાચું પ્રતિબિંબ પાડે છે !

આનાથી પણ વધારે હૃદયદ્રાવક એક અન્ય તસવીર છે ! જૂઠું ઠેરવવું અને વેરભાવના પર દિલ ઘૂંટાવું, જીવ ગુમાવી બેસવાનું તો તદ્દન સ્વાભાવિક છે, દરેક મનુષ્ય તેનો ભોગ બનેલો હશે. જે વાત કલ્પનાની આંખોમાં સમાવવી મુશ્કેલ છે અને જેને 'અલ-મુસવ્વિર'ની તસવીર આપણી નજરોની સામે જાહેર કરી રહી છે, તે આનાથી પણ વધારે ઉચ્ચ અને મહિમાવાન છે. જૂઠું ઠેરવવાની તમામ હરકતો અને દ્વેષ છતાં દિલમાં જરાય ગુસ્સો નથી, તબાહી અને બરબાદીની રતીભર કામના નથી, બલ્કે ભલાઈ અને કેવળ ભલાઈ, કલ્યાણ અને અદ્દલ કલ્યાણ, પ્રેમ અને ફક્ત પ્રેમ છે ! અને માત્ર એક જ ધૂન છે, એક જ ઉમંગ છે, એક જ દુઃખ છે, એક જ વ્યથા છે – એવું કેવી રીતે થઈ જાય કે લોકો ઈમાનના રસ્તે આવી જાય, અલ્લાહના પ્રકોપ અને તેની આગથી બચી જાય, તેની જન્નતમાં પહોંચી જાય, આ દુનિયામાં ન્યાય અને સમાનતાની કૃપાઓથી તેમને નવાજવામાં આવે !

ઉમંગ અને ઉત્સાહ, ચિંતા અને વ્યથાના રંગોનો આ ખૂબ હૃદયદ્રાવક સંગમ છે કે જેનાથી 'لَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ' (ક્યાંક તમે પોતાનો જીવ જ ગુમાવી બેસશો)ની તસવીરના ચિહ્નો ઊભરી રહ્યા છે, તેમાં જ તેઓ પોતાનો જીવ ઘૂંટી રહ્યા છે, એમાં જ તેમનો શ્વાસ રૂંધાઈ રહ્યો છે, એમાં જ તેઓ હલાક થઈ રહ્યા છે !

દુઃખ અને વ્યથા ફક્ત એ વાતની નથી કે લોકો મારી વાત નથી માનતા, જીવ માત્ર એટલા માટે નથી ઘૂંટાઈ રહ્યો કે સાચાં માર્ગદર્શનથી ઈન્કાર છે, ધૂન કેવળ એ

વાતની નથી કે લોકો કોઈપણ રીતે મારા પર ભરોસો કરી લે અને મારી વાત પર ઈમાન લઈ આવે; બલ્કે દુ:ખ અને દર્દ એ વાતનું છે કે લોકો પતંગિયાઓની જેમ આગની તરફ દોડતા જઈ રહ્યા છે, તેમાં જ પડી રહ્યા છે, અને વધારે તકલીફ તો એ વાતની છે કે વળી પાછા તેમાં જ રાજી છે, ખુશ છે, સંતુષ્ટ છે !

فَمَآ اَصْبَرَهُمْ عَلَى النَّارِ

"શું અજબ છે તેમની હિંમત કે આગમાં બળવા તૈયાર છે."

(સૂરઃ બકરહ, ૧૭૫)

એક તરફ રબ અને તેના બંદાઓથી પ્રેમ છે, પોતાની પ્રકૃતિ સરાસર રહમત (દયા) છે કે તેઓ છે જ 'રહમતુલ-આલમીન' (સમગ્ર સંસાર માટે દયા) ! બીજી તરફ જેમનાથી પ્રેમ છે તેઓ 'મહેબૂબે-હકીકી' (અત્યંત સાચા અને પ્રિય અલ્લાહ)થી દૂર ભાગી રહ્યા છે અને વિનષ્ટ થતા જઈ રહ્યા છે. જરા આવા હૃદયની કેફિયતનું અનુમાન કરો ! હુઝૂર ﷺ એ પોતે જ તેનું ચિત્રાંકન કર્યું છે —

"મારું ઉદાહરણ એવું છે કે જાણે એક વ્યક્તિએ આગ સળગાવી અને જ્યારે આસપાસ બધું જ પ્રકાશિત થઈ ગયું, તો જીવડાઓ અને પતંગિયાઓ આગમાં પડવા લાગ્યા. હવે એ માણસ છે કે તેમને આગથી રોકી રહ્યો છે, પરંતુ પતંગિયાઓ છે કે તેની કોશિશોને નિષ્ફળ બનાવી રહ્યા છે અને આગમાં પડતા જઈ રહ્યા છે. આ જ રીતે હું તમને કમરથી પકડી-પકડીને આગથી રોકી રહ્યો છું, અને તમે છો કે આગમાં પડતા જઈ રહ્યા છો." (બુખારી, મુસ્લિમ)

હવે આ તસવીરના દર્પણમાં, જરા પોતાની જાતને જૂઓ ! શું તમને તમારા સંદેશ ઉપર એટલો જ વિશ્વાસ છે કે લોકો ઇન્કાર કરે તો તમને તમારો જીવ ઘૂંટાતો હોય એવું લાગે ? શું અલ્લાહના બંદાઓથી પ્રેમ એટલો ઊંડો છે કે તમારા હૃદયમાં નિરાશા, બદલાની ભાવના, ગુસ્સો અને નફરતના બદલે બસ, તેમને માર્ગદર્શનના રસ્તા પર લાવવાની ચિંતા અને ઉમંગ છવાયેલો છે ? શું લોકોને ગુમરાહીમાં જોઈને તમારું દિલ એ જ રીતે પીડા અનુભવે છે અને વ્યથા અને દુ:ખમાં ગ્રસ્ત થઈ જાય છે, જેટલું પોતાના કોઈ પ્રિયજનને આગમાં બળતા જોઈને થાય છે ? છેવટે આ લોકોમાં તમારા માતા-પિતા, ભાઈ-બહેન, પત્ની અને બાળકો, સગાવહાલાઓ અને સાથીઓ વગેરે તથા સહાધ્યાયીઓ અને સાથે કામ કરવાવાળાઓ બધા તો છે ! દુનિયાની પરેશાનીઓ અને

ચિંતાઓ, આર્થિક પ્રવૃત્તિઓ, જેનાથી આપણને પ્રેમ છે તેની દુન્યવી મુસીબતો અને તકલીફો આપણને પરેશાન કરે છે અને તેનાથી જીવ પણ ઘૂંટાય છે. પણ શું દા'વતની ચિંતા, અલ્લાહના સંદેશને અલ્લાહના બંદાઓ સુધી પહોંચાડવાની ધૂન, ભટકતા લોકોને આગથી બચાવીને જન્નત સુધી પહોંચાડવાની તડપ, એ જ રીતે, બલ્કે તેનાથી પણ વધારે તમારા દિલને બેચેન અને આકુળ-વ્યાકુળ કરી રાખે છે ? શું લોકોને અલ્લાહની નાફરમાની કરતાં જોઈને આપણને એવું થાય છે કે આ લોકો આગમાં પડવા જઈ રહ્યા છે અને તેમના માટે 'ગુમરાહી'ના ફતવાઓ (ધર્માદેશો) બહાર પાડવાને બદલે, આપણે તેમને કેવી રીતે કમરથી પકડી-પકડીને ભયાનક પરિણામથી બચાવવાની આપણી જવાબદારી છે ?

વિશ્વાસ રાખો કે જ્યાં સુધી કોઈને કોઈ દરજ્જામાં ﷺ ની આ તસવીરનો રંગ અને નિશાની આપણા જીવનમાં નહીં ઉતરે, ત્યાં સુધી આપણે આ કામને કરવા, બલ્કે આ કામનું નામ લેવાને પણ પાત્ર નહીં રહીએ, જે કામ નબી કરીમ ﷺ એ કર્યું હતું.

ત્રીજી તસવીર !

## અદા કર ચૂકી અપના ફર્ઝ રિસાલત !

હવે આ ત્રીજી તસવીર જૂઓ ! આ તસવીર જે સુંદર અને મનમોહક દશ્ય બતાવી રહી છે, તે પરિણામ છે એ સૌંદર્ય અને રૂપનું, જેનું નિરીક્ષણ તમે અગાઉ બે તસવીરોમાં કરી ચૂક્યા છો. એ બે તસવીર ન હોત તો આ ત્રીજી તસવીરનું અસ્તિત્વ જ ન હોત.

અરફાતનું વિશાળ અને લાંબુ-પહોળું મેદાન છે. બેસુમાર લોકો ભેગા થયેલા છે, આશરે દોઢ લાખ ! તેમાં પુરુષો પણ છે, સ્ત્રીઓ પણ અને બાળકો પણ. આ તમામ લોકો અરબસ્તાનનાં ખૂણે-ખૂણેથી આવ્યા છે. આ એ આહવાન્ના પ્રતિભાવમાં આવ્યા છે, જે માર્ગદર્શન અને સન્માર્ગના સિલસિલાના સર્વોચ્ચ સ્થાન પર બિરાજમાન ઈમામ હઝરત ઈબ્રાહીમ અલૈ.એ કર્યું હતું અને જે આહવાન્ને તેમના વંશજ અને આ સિલસિલાના અંતિમ ઈમામ મુહમ્મદ રસૂલુલ્લાહ ﷺ એ જીવંત કર્યું છે, તેને અરબસ્તાનના ખૂણે-ખૂણે પહોંચાડ્યું, આસપાસની તમામ દુનિયાને સંભળાવ્યું, અને આવનારી દુનિયા સુધીના મનુષ્યોને પહોંચાડવાની વ્યવસ્થા કરી.

હુઝૂર ﷺ એક ઊંટણી પર સવાર છે. પોતાની ઉમ્મત (સમુદાય)ને છેલ્લો નિર્દેશ કરી રહ્યા છે. પ્રવચનના સમાપન ઉપર પહોંચે છે, તો એ હજારો-હજારો લોકોને સંબોધન કરીને પૂછે છે –

''કાલે અલ્લાહને ત્યાં તમને મારા વિશે પૂછવામાં આવશે; લોકો ! જરા મને બતાવો કે તે વખતે તમે શું કહેશો ?'

હજારોના સમૂહે એકી અવાજે કહ્યું –

''અમે સાક્ષી આપીએ છીએ કે આપ ﷺ એ રિસાલતનો હક્ક અદા કરી દીધો. આપ ﷺ એ શિખામણનું કર્તવ્ય પૂરું કરી દીધું. આપ ﷺ એ અલ્લાહની અમાનતને યથોચિત અમારા સુધી પહોંચાડી દીધી.''

હુઝૂર ﷺ એ પોતાની કલ્માની આંગળી ઊંચી કરી, ક્યારેક આકાશની તરફ ઉઠાવતા, ક્યારેક લોકોના સમૂહ તરફ ઝુકાવતા, અને ફરમાવ્યું –

اَللّٰهُمَّ اشْهَدْ — હે અલ્લાહ ! તુ સાક્ષી રહેજે.

اَللّٰهُمَّ اشْهَدْ — હે અલ્લાહ ! તુ સાક્ષી રહેજે.

اَللّٰهُمَّ اشْهَدْ — હે અલ્લાહ ! તુ સાક્ષી રહેજે. (અબૂ દાઉદ, મુસ્લિમ)

કોણ છે, જે આ રીતે મનુષ્યો અને અલ્લાહને પોતાનાં કર્તવ્યની પૂર્ણતા માટે સાક્ષી બનાવી શકે છે ? આ તસવીર શું છે ? તમારા માટે એક પ્રશ્ન છે ! તમે પણ હુઝૂર ﷺ ના આહવાન્ અને સંદેશના ધ્વજવાહક છો. આ દા'વતને આપ ﷺ એ પોતાના સમગ્ર જીવનનો ઉદ્દેશ્ય ઠરેવ્યો છે. આપ ﷺ ના રાત-દિવસ આ જ ઉદ્દેશ્ય કાજે પસાર થાય છે.

તમારા દિલમાં એ ફરિયાદ છે કે આટલા વર્ષ થઈ ગયા અને લોકો અમારી વાત સાંભળતા જ નથી. હું તમને એક વાત પૂછું છું, શું તમે એ સ્થિતિમાં છો કે સમગ્ર માનવતાને નહીં, તમારા આસપાસમાં રહેતા બિનમુસ્લિમોને નહીં, તમારા દેશને નહીં, તમારા શહેરને પણ નહીં, ફક્ત તમારા મહોલ્લા અથવા તમારા પરિવારના લોકોને એકત્ર કરીને તમે આ સાક્ષી લીધી કે શું મેં અલ્લાહનો સંદેશ તમને પહોંચાડી દીધો, અલ્લાહની અમાનત તમને સોંપી દીધી, શિખામણનો હક્ક અદા કરી દીધો ? શું અલ્લાહની સામે તેઓ એ કહેવા તૈયાર થઈ ગયા કે હા, તમે અલ્લાહનો સંદેશ પહોંચાડી દીધો ?

આ પહોંચાડવાની જવાબદારી અર્થાત્ 'બલાગ'; આ બોલવવાની જવાબદારી અર્થાત્ 'દા'વત'; આ સાક્ષીની જવાબદારી અર્થાત્ 'શહાદત' – તમારા ઉપર તમારા ઘરવાળાઓના સંદર્ભમાં પણ આવે છે, મોહલ્લામાં રહેનારાઓના સંદર્ભમાં પણ; શાળા, કૉલેજ, ઑફિસ, કારખાનાના સહાધ્યાયીઓ - સાથીઓ - સહકર્મચારીઓ અને મુલાકાતીઓના સંદર્ભમાં પણ આવે છે, અને સાચું કહું તો દરેક એ માણસના સંદર્ભમાં

પણ, જે તમને મળે છે અથવા તમે તેને મળો છો, અને તે માર્ગદર્શન કે સન્માર્ગથી વંચિત છે અને માફી અને મુક્તિનો મોહતાજ છે. તેમાંથી દરેક તમને એ પ્રશ્ન પૂછી શકે છે કે હું અંધારામાં હતો અને તમારા પાસે પ્રકાશ હતો, હું ભટકી રહ્યો હતો અને તમારા પાસે માર્ગની જાણકારી હતી, પછી તમે શું કરી રહ્યા હતા ? જો આજે હું અલ્લાહને ત્યાં નરકવાસમાં સપડાયેલો છું, તો તમે કેવી રીતે આ જવાબદારીથી છટકી શકો છો ?

આ ત્રણેય તસવીરોથી 'ઉસ્વએ-દા'વત'ના જે ચિહ્નો ઊભરીને સામે આવે છે, અને જેમને તમારે તમારા જીવનમાં સમાવવાના છે, તે સ્પષ્ટ છે –

• દા'વત અને દા'વતના સ્થાનની જવાબદારીનો ઊંડો અહેસાસ.

• જીવનમાં સૌથી વધારે ધૂન અને ચિંતા એ કે અલ્લાહના બંદાઓ સુધી અલ્લાહનો પૈગામ પહોંચી જાય.

• હંમેશા આત્મ-નિરીક્ષણ કરતા રહીએ કે અલ્લાહના જે બંદાઓથી અમારો કોઈપણ પ્રકારનો સંબંધ હોય, શું તેઓ અલ્લાહની સામે એ સાક્ષી આપી શકશે કે આપણે તેમના કલ્યાણ, ભલાઈ, શિખામણ અને તેમના સુધી અલ્લાહની અમાનત પહોંચાડવાનો હક્ક અદા કરી દીધો.



# નબીઓમાં એ 'રહમત' ઉપનામ પ્રાપ્ત કરનાર!

મારા આલ્બમના ઘણાં વિભાગો છે અને મેં બધી તસવીરોને ક્રમબદ્ધ અને એક સંદર્ભ અનુસાર રાખેલી છે. હવે હું ચોથી તસવીર તમને એક બીજા વિભાગમાંથી બતાવું છું. આ તસવીર મને ખૂબ પસંદ છે. તેને હું વારંવાર જોયા કરું છું, અને કોણ જાણે ક્યારથી મારા મિત્રોને પણ બતાવી રહ્યો છું ! જો અગાઉની તસવીરો સૌંદર્યની છબી (ﷺ)ની હતા, જે દા'વતના સંદર્ભમાં સૌથી સુંદર હતી તો આ તસવીરો એ સુંદરતા અને રૂપનું પ્રાગટ્ય છે, જે દા'વતના સંમુખોના સંદર્ભમાં હતી.

**ચોથી તસવીર !**

## જખમ ખાઈને ફૂલો વરસાવ્યા !

દા'વત અને નબૂવ્વતના કાર્યનું આ દસમું વર્ષ છે. દસ વર્ષની મહેનત પછી પણ મક્કાના સરદારો અને લોકો એ વાત માટે તૈયાર નથી કે અલ્લાહ-વહદહૂ લા-શરીક (એક માત્ર અલ્લાહ, જેનો કોઈ ભાગીદાર નથી)ની બંદગી અપનાવે, તેના રસૂલ ﷺ ના અનુસરણને સ્વીકારે અને મક્કાને અલ્લાહની દા'વતનું કેન્દ્ર બનાવી દે; બલ્કે હવે તો દાઈએ-હક્ક (સત્યના આવાહક) ﷺ ને જ ખતમ કરી નાખવાનું વિચારી રહ્યા છે. વ્હાલા કાકા અબૂ તાલિબનો સહારો હતો, તેઓ રુખસદ થઈ ચૂક્યા છે. પચ્ચીસ વર્ષનો સંગાથ હઝરત ખદીજા રદિ.નો હતો, તે પણ સમાપ્ત થઈ ગયો છે. હવે ક્યાં જવું ? મક્કાએ પોતાના સર્વોત્તમ હીરાઓ આપ ﷺ ના ખોળામાં નાખી દીધા છે, પરંતુ હવે તો એ આશ્રયની શોધ છે, જ્યાં એક માત્ર અલ્લાહની બંદગીના પાયા પર એક સમાજની સ્થાપના થઈ શકે અને આખી દુનિયા પર તેના સર્જનહારની સત્તા કાયમ કરવાનો ઉપાય થઈ શકે. નબી કરીમ ﷺ તાઈફનો વિચાર કરે છે અને ત્યાંની દિશા પકડે છે. મક્કાથી નજીક આ જ શહેર છે; જમીન ફળદ્રુપ, પાણીનો ભંડાર, બગીચાઓથી ભરપૂર. કદાચ ત્યાંના સરદારો અને ઉમરાવો આ દા'વતનો સ્વીકાર કરી લે.

રસ્તો કઠિન પહાડીઓ અને ખીણોથી ભરેલો છે. ગરમીની મોસમ છે અને તે પણ અરબસ્તાનની તપતી ગરમી ! ૫૦ વર્ષની ઉંમર છે, યુવાનીનો જમાનો નથી કે

મુશ્કેલ સફર પણ સરળ થઈ જાય. સફર માટે સવારીનો બંદોબસ્ત પણ હવે સંભવ નથી કે તમામ માલ-મિલ્કત દા'વતના કાર્યમાં ખપી ગઈ છે. તેથી પગપાળા અને બે ચપ્પલોના સહારે આખો રસ્તો કપાઈ રહ્યો છે. સાથે હઝરત ઝૈદ બિન હારસા રદિ. છે, દત્તક પુત્ર અને સત્ય-માર્ગના નવયુવાન સાથી !

તાઈફ પહોંચીને હુઝૂર ﷺ બનૂ સકીફના ત્રણ સરદારો અબ્દ-યાલૈલ, મસ્ઊદ અને હબીબની પાસે જાય છે અને તેમના સામે સંદેશ મૂકે છે. દસ વર્ષ મક્કામાં ઠુકરાવ્યા પછી જે આશાઓ તાઈફથી હોઈ શકતી હતી તે ચકનાચૂર થઈ જાય છે, જ્યારે નેતૃત્વ, ધનદોલત તથા સત્તા અને અહંકારના નશામાં ચૂર આ ત્રણેય સરદારો પણ આ દા'વતને ઠુકરાવી દે છે. તે વખતના તેમનાં જવાબો પણ સાંભળવા જેવા છે – તૂટી ગયેલાં હૃદય માટે પહેલું તીર આ હતું...

''અલ્લાહને તમારા સિવાય રસૂલ બનાવવા માટે બીજું કોઈ ન મળ્યું કે જેને સવારી માટે ગધેડું પણ મળી શક્યું નહીં.''

બીજાએ પોતાનો રાજકીય દૃષ્ટિકોણ રજૂ કર્યો...

''કા'બાના પરદાઓ તાર-તાર થઈ જતાં જો અલ્લાહે તમને પોતાનો રસૂલ બનાવ્યા હોત.''

ત્રીજાએ તર્કનો ફટકો માર્યો...

''હું તમારાથી કદાપિ વાત નહીં કરું, કેમ કે જો તમે ખરેખર અલ્લાહના રસૂલ છો, તો હું તેનો હકદાર નથી કે તમારાથી વાત કરું, અને જો નથી તો મારું અપમાન છે કે કોઈ જૂઠા માણસથી વાત કરું.''

જખ્મી હૃદયની સાથે સરદારોની મજલિસથી નીકળીને આપ ﷺ બહાર આવે છે, તો તાઈફના સરદારો શહેરના લુચ્ચા-લફંગા લોકોને આપ ﷺ ની પાછળ લગાવી દે છે. તેઓ આપ ﷺ પર પથ્થરોની વર્ષા કરી દે છે. જ્યારે પથ્થરોની મારની તકલીફથી મજબૂર થઈને આપ ﷺ બેસી જાય છે, તો આપ ﷺ ને પકડીને ઊભા કરી દે છે. બે માઈલના રસ્તા પર આ જ રીતે પથ્થરમારાના પરિણામે આપ ﷺ જખ્મોથી ચૂર અને લોહીલુહાણ થઈ જાય છે, અને છેવટે તાઈફની આબાદીથી નીકળીને એક બગીચામાં શરણ લે છે. જરા આ દૃશ્ય જૂઓ, કોનું દિલ છે કે ફાટી ન જાય !

> ઈજાઓથી ઘૂંટણ ચૂર થઈ ગયા. પિંડલીઓ જખ્મી થઈ ગઈ. કપડાં લાલ થઈ ગયા. નવયુવાન સાથી (ઝૈદ રદિ.)એ સડકથી બેભાનાવસ્થામાં જ જે રીતે બની શક્યું ઉઠાવ્યા. પાણીના કોઈક ખાબોચિયાના કિનારે લઈ

ગયા. પગરખા ઉતારવાની કોશિશ કરી તો લોહીના ગઠ્ઠાથી તે તાળવાની સાથે એવી રીતે ચોંટી ગયા હતા કે તેને ઉખાડવા મુશ્કેલ હતાખ્
(મનાઝિર-હસન ગિલાની, અન્-નબી અલ્-ખાતિમ, પૃ.૫૮)

આ કેવો દિવસ હતો, જે સૌ માટે હતો અને સૌ માટે છે, કયામત સુધી રહેશે, કેવું પીડાદાયક દૃશ્ય છે, તેને બધા જ પાછો મોકલી રહ્યા હતા. વાત ત્યાં જ સમાપ્ત ન થઈ ગઈ કે તેમણે જે રજૂ કર્યું હતું, તેને ફક્ત રદ કરી નાખ્યું, બલ્કે આગમાં પડનારાઓની કમર પકડી-પકડીને જે માણસ ઘસડી રહ્યો હતો, તેને જ કમરથી પકડીને ચત્તોપાટ પાડી નાખવામાં આવતો હતો. (મનાઝિર-હસન ગિલાની, અન્-નબી અલ્-ખાતિમ, પૃ.૫૮)

એક વખતે હઝરત આઈશા રદિ.એ પૂછ્યું, 'હે અલ્લાહના રસૂલ ﷺ ! શું તમારા ઉપર ઉહદના દિવસથી પણ વધારે કઠિન દિવસ આવ્યો છે ?'

ફરમાવ્યું, 'તમારી કોમ તરફથી જે તકલીફો પહોંચી એ તો ઠીક છે, પરંતુ સૌથી વધારે કઠિન દિવસ એ હતો, જ્યારે મેં તાઈફમાં અબ્દ-યાલૈલની સામે દા'વત મૂકી અને તેણે તે રદ કરી નાખી.'
(નઈમ સિદ્દીકી, મુહસિને-ઈન્સાનિયત, પૃ.૧૯૬)

આશાઓની સાથે તાઈફનો સફર, ભાંગી પડેલું દિલ, જખ્મોથી ચૂર શરીર, જીવનનો સૌથી વધારે કઠિન દિવસ — આ તમામ દૃશ્યો નજરમાં રાખો, અને હવે જૂઓ કે જીભ ઉપર શબ્દો શું છે !!

'ઈલાહી, મારી અશક્તિ અને લાચારી અને નિઃસહાયતાની ફરિયાદ તારાથી જ કરું છું.'

'જો, મનુષ્યોમાં અપમાનિત કરી નાખવામાં આવ્યો, લોકોમાં આ કેવો અનાદર થઈ રહ્યો છે !'

'હે તમામ મહેરબાનોમાં સૌથી વધારે મહેરબાન, માલિક ! મારું સાંભળ!'

'નિઃસહાય અને લાચારોનો રબ તુ જ છે, તુ જ મારો માલિક છે !'

'મને તુ કોને સુપ્રત કરી રહ્યો છે, શું એ અજનબી દુશ્મનોને જે મારાથી અદાવત રાખે છે કે પછી તે મને, મારા તમામ મામલાઓને દુશ્મનોના કાબૂમાં આપી દીધા છે ?'

'છતાં જો તુ મારાથી નારાજ નથી, તો મને આ વાતોની શું પરવા !'

'જે હોય તે, મારું શરણ તો તારી છત્રછાયામાં જ છે.'

'અને તારા મુખનો એ ઝગમગાટ, જેનાથી અંધારાઓ પ્રકાશ બની જાય છે, હું એ નૂર (દિવ્ય પ્રકાશ)ના શરણમાં આવું છું કે તેનાથી મારી દુનિયા અને આખિરતની સફળતા છે.'

'મારા ઉપર તારો ગુસ્સો ભડકે, તેનાથી હું તારો આશરો માગું છું, મારા ઉપર તારો પ્રકોપ તૂટે, હું તેનાથી તારા શરણમાં આવું છું.'

'મનાવવો છે, મનાવવો છે, ત્યાં સુધી તને મનાવવો છે, જયાં સુધી તુ રાજી ન થઈ જાય.'

ન કાબૂ છે, ન જોર છે, ઉચ્ચ અને મહાન અલ્લાહ જ છે !'

હૃદયની આ કેફિયતને તમે જોઈ. દા'વતની લગન અને તેના માટે તાઈફનો આ મુશ્કેલીભર્યો સફર, પોતાના રબ પર ભરોસો અને તેની પ્રસન્નતાની શોધ ! આ રંગ તો સ્પષ્ટ અને જાહેર છે !

અમુક રંગો બીજા પણ છે, જે વાસ્તવમાં તમને બતાવવાના છે.

હુઝૂર ﷺ ના આ શબ્દો સાંભળીને નવયુવાન સાથી હઝરત ઝૈદ બિન હારસા રદિ. અરજ કરે છે —

'હે રસૂલુલ્લાહ ﷺ ! આ જાલિમો માટે બદ્દુઆ કરો.'

સરાસર દયારૂપ પયગંબર ﷺ એ ફરમાવ્યું —

''હું એ લોકો માટે કેમ બંદ્દુઆ કરું. જો આ લોકો અલ્લાહ પર ઈમાન નથી લાવતા તો મને આશા છે કે તેમના વંશજો અવશ્ય એક માત્ર અલ્લાહના ઉપાસક હશે.'

એક લેખકે લખ્યું છે —

'આ હુઝૂર ﷺ ની શાને-રહમત અને રાફત (દયા અને અનુકંપાની મહાનતા) હતી. અલ્લાહના બંદાઓ પર અનંત પ્રેમ તથા ધીરજ અને મક્કમતાનું આશ્ચર્યચકિત કરી દેનારું ઉદાહરણ હતું. સર્જનો માટે અપાર તડપ, સત્ય-સંદેશ ઉપર અત્યંત વિશ્વાસ અને આ સંદેશને આખી દુનિયામાં પહોંચાડવાનો જે અનુપમ નમૂનો આ ઈરશાદમાં મળે છે, સંસારના વૃત્તાંતોમાં કોઈ બીજું ઉદાહરણ મળવું અસંભવ છે. માનવ-જગતના બીજા મહાનુભાવોના મુબારક કદમ પણ સર્જનો પ્રત્યે અસીમ પ્રેમ ધરાવતા આ સર્વોચ્ચ સ્થાન સુધી ન પહોંચી શક્યા.'

(અબૂલ કલામ આઝાદ, રસૂલે-રહમત, પૃ.૧૫૨)

બાગમાંથી નીકળીને આપ ﷺ મક્કાના રસ્તે આગળ વધે છે અને એ સ્થળે પહોંચે છે, જ્યાંથી એહ્‌રામ બાંધવામાં આવે છે. અહીં જિબ્રઈલ અમીન પધારે છે અને નિવેદન કરે છે –

'અલ્લાહે બધું જ સાંભળી લીધું, જે આપ ﷺ ની કોમે આપ ﷺ થી કહ્યું, આપ ﷺ ના સંદેશનો જે જવાબ આપ્યો.'

'હે મુહમ્મદ ﷺ ! અલ્લાહે તમારી પાસે આ પહાડોના ફરિશ્તાને મોકલ્યો છે, જે ઇચ્છો તેને આજ્ઞા કરો.'

પહાડોના ફરિશ્તા સલામ કહે છે અને પરવાનગી માગે છે.

'હે મુહમ્મદ ﷺ ! તમને સંપૂર્ણ અધિકાર છે. તમે કહો તો આ પહાડોને ઉઠાવીને, જેમાં તાઈફ ઘેરાયેલું છે, આ શહેરને પીસી નાખું.'

જરા જૂઓ !

જેના ઘૂંટણો તોડી નાખવામાં આવ્યા, ઘૂંટીઓ ચૂર કરી નાખવામાં આવી, હવે તેના કાબૂમાં શું નથી ? અને જે અધિકાર આપવામાં આવ્યો, શું તે પાછો લઈ લેવામાં આવ્યો ? જેને પથ્થરના ટુકડાઓથી પીટવામાં આવ્યા હતા, તેને જ અધિકાર આપવામાં આવ્યો કે તે પહાડોથી તેનો જવાબ આપી શકે છે અને આસાનીથી આપી શકે છે... હવે જરા જૂઓ, જેને પહાડ મળ્યો, પહાડોનો ફરિશ્તો મળ્યો, તે પોતાની આ શક્તિથી શું કામ લે છે. જેમણે તેમને અપમાનિત કર્યા હતા, શું તેમના ઉપર તેમના જીવનને ભારે કરી નાખશે ? ઇચ્છતા તો એવું કરી શકતા હતા અને તેમને એ અધિકાર હતો કે જેમણે તેમના ઉપર પથ્થરોની વર્ષા કરી, તેમને સંગસાર કરે. (અર્થાત્ પથ્થરોથી મારી નાખે.)

(મનાઝિર-હસન ગિલાની, અન્-નબી અલ-ખાતિમ, પૃ.૬૫-૬૭)

પરંતુ એ જ ઈતિહાસ, જેણે નૂહની કોમના તોફાન, આદની કોમની આંધી, સમૂદની કોમની ચીસ અને ગર્જના, લૂતની કોમ પર પથ્થરોની વર્ષા અને મૂસાના સમુદ્રની ઘટનાઓનો રેકોર્ડ કર્યો છે, એ જ ઈતિહાસે મુહમ્મદ ﷺ નો એ જવાબ પણ સુરક્ષિત રાખ્યો છે. પહાડોના ફરિશ્તાને કહેવામાં આવી રહ્યું છે કે –

'હું નિરાશ નથી કે તેમના વંશજોથી અલ્લાહતઆલા એવા લોકોને પેદા કરે, જે અલ્લાહ વહદહૂ-લાશરીક ની બંદગી કરે અને તેના સાથે કોઈને ભાગીદાર અને સમકક્ષ ન બનાવે.'

કેટલું સુંદર અને મનમોહક છે તાઈફનું આ આખું ચલચિત્ર ! તેના પર હૃદય

કેમ ન મોહી પડે ? પ્રેમનો કેવો ઉછળી રહેલો સ્રોત છે ! રહમત (દયા)ની કેવી રેલમછેલ છે ! કેટલો વ્હાલ છે પોતાના રબના બંદાઓ પર ! આશાની કેટલી મજબૂત અને સુરક્ષિત ચટ્ટાન છે, જેના પર દા'વતની નૌકાએ પડાવ નાખેલો છે !

પોતાનાઓથી સૌ પ્રેમ કરે છે, દુશ્મનોથી કોણ કેટલો પ્રેમ કરે છે ? સારી વાતનો તો બધા પ્રતિભાવ આપે છે, કેટલા છે જેઓ ગાળો અને પથ્થરોનો જવાબ દુઆઓ અને આશિર્વાદથી આપે છે ? વેરભાવના નહીં, બદલો નહીં, નફરત નહીં, ગુસ્સો અને પ્રકોપ નહીં, ગાળો નહીં, પોતાના માટે ઘમંડ અને અહંકાર નહીં, શક્તિનો દુરૂપયોગ નહીં; બલ્કે સહાનુભૂતિ છે, હમદર્દી છે, વ્હાલ છે, દયા છે, જીવનનો સંદેશ છે ! શક્તિનો જો ક્યાંક ઉપયોગ છે, તો ઓછામાં ઓછો, આવશ્યકતાનુસાર, કેવળ એટલા માટે છે કે હવે બળપ્રયોગ વિના 'ફિત્ના' (ઉપદ્રવ, અરાજકતા, અવળચંડાઈ)ને નાબૂદ કરવું અસંભવ છે, ન કે એટલા માટે કે ફિત્નો વધારે ફેલાઈ જાય. સૌથી વધારે ચિંતા જો કોઈ વાતની છે, પીડા અને તડપ જો કોઈ વસ્તુ માટે છે, તો કેવળ એટલા માટે છે કે દિલોને જીતી લેવામાં આવે, પોતાના રબની આગળ ઝૂકી જાય, એવા લોકો પેદા થાય કે જેઓ દા'વતે-હક્ક (સત્યના સંદેશ) પર લબ્બૈક કહે અને સાથે આવી જાય, આવું આજે ન થાય તો ભલે, કાલે જ કેમ ન થાય !

આ તસવીર મને વારંવાર યાદ આવે છે. સંઘર્ષ અને વિરોધમાં, ચર્ચા અને સંવાદમાં, ઉથલપાથલ, મારપીટ અને કોલાહલમાં, લડાઈ-ઝઘડાઓમાં આપણે મોટાભાગે આ તસવીરને તદ્દન ભૂલી જઈએ છીએ. આપણે એ વાતને વિસરી જઈએ છીએ કે આપણી લડાઈ બીમારીથી છે, બીમારથી નહીં. આપણને નફરત બૂરાઈ અને બદીથી છે, બૂરા માણસોથી નહીં. ખરાબ માણસોને એ જ વખતે દૂર કરી દેવામાં આવે છે, જયારે ઈલાજ અને પુનઃસ્વાસ્થ્યની દરેક આશા સમાપ્ત થઈ ચૂકી હોય.

આ તસવીરને જૂઓ અને પોતાને જૂઓ ! શું તમારા અંદર આટલી મુહબ્બત, નરમી, પ્રેમ, સહાનુભૂતિ, હિંમત, ધીરજ અને સહનશીલતા અને શક્તિ છે કે તમે ગાળો અને પથ્થરો ખાઓ અને તેનો જવાબ દુઆઓથી આપો ? તમારા રસ્તામાં કાંટાઓ બિછાવવામાં આવે અને તમે ફૂલ વરસાવો ? તમને ઠોકર મારવામાં આવે અને તમે તેમનાથી આશાઓ બાંધો ? તમને કાપવામાં આવે અને તમે તેમનાથી જોડાઓ ? તમારા પર અન્યાય અને અત્યાચાર કરવામાં આવે અને તમે તેમને માફ કરી દો ? તમને વંચિત કરી દેવામાં આવે અને તમે તેમને આપતા રહો ?

એ વાત સાચી છે કે બૂરાઈનો જવાબ ભલાઈથી આપવો કંઈ આસાન કામ નથી, બલ્કે અલ્લાહની તરફ બોલાવવા માટે, સદ્કાર્યો માટે અને ઈસ્લામ પર અડગ થઈ જવા માટે આ જ વાતની આવશ્યકતા છે. આ કીમતી દોલત એ જ વ્યક્તિને મળે

છે, જે ખૂબ ભાગ્યશાળી હોય. ભાગ્યશાળી એ છે જે ધૈર્યના ગુણથી શોભતો હોય. આ જ રબનો ઈરશાદ છે –

وَمَنْ اَحْسَنُ قَوْلًا مِّمَّنْ دَعَآ اِلَى اللّٰهِ وَعَمِلَ صَالِحًا وَّقَالَ اِنَّنِيْ
مِنَ الْمُسْلِمِيْنَ ۝ وَلَا تَسْتَوِى الْحَسَنَةُ وَلَا السَّيِّئَةُ ۭ اِدْفَعْ بِالَّتِيْ
هِيَ اَحْسَنُ فَاِذَا الَّذِيْ بَيْنَكَ وَبَيْنَهٗ عَدَاوَةٌ كَاَنَّهٗ وَلِيٌّ
حَمِيْمٌ ۝ وَمَا يُلَقّٰىهَآ اِلَّا الَّذِيْنَ صَبَرُوْا ۚ وَمَا يُلَقّٰىهَآ اِلَّا
ذُوْ حَظٍّ عَظِيْمٍ ۝

''અને એ માણસની વાતથી સારી વાત બીજા કોની હશે, જેણે અલ્લાહ તરફ બોલાવ્યા, અને સદ્કાર્યો કર્યા, અને કહ્યું કે હું મુસ્લિમ છું.

અને હે નબી ! ભલાઈ અને બૂરાઈ એકસમાન નથી. તમે બૂરાઈને એ ભલાઈથી દૂર કરો જે ઉત્તમ હોય. તમે જોશો કે તમારી સાથે જેની અદાવત હતી , તે ઘનિષ્ઠ મિત્ર બની ગયો છે. આ ગુણ નસીબ નથી થતો, પણ એ લોકોને જેઓ ધૈર્ય દાખવે છે, અને આ સ્થાન પ્રાપ્ત નથી થતું, પણ એ લોકોને જેઓ ખૂબ ભાગ્યશાળી છે.''

(સૂરઃ હા-મીમ-સજદહ, ૩૩-૩૫)

સાચી વાત તમને કહું – જ્યાં સુધી તમારા અંદર આવો નિર્ધાર અને સાહસ નહીં હોય, આવો જ પ્રેમ અને લગાવ નહીં હોય, ત્યાં સુધી તમે લોકોના હૃદય જીતવામાં સફળ નહીં થઈ શકો. દાઈ (આવાહક, ઈસ્લામનું આમંત્રણ આપનાર) કોઈનોય અંગત હરીફ, પ્રતિસ્પર્ધી અને દુશ્મન નથી હોતો. તે લડે છે તો ભલાઈથી મજબૂર થઈને લડે છે, મારે છે તો એ જ સહાનુભૂતિથી જે સહાનુભૂતિથી સર્જન કોઈ સડેલાં અંગને કાપીને ફેંકે છે.



# તેની અપેક્ષાઓ થોડી અને ઉદ્દેશ્ય મહાન

હવે હું મારા આલ્બમના ત્રીજા ભાગથી ત્રણ તસવીરો તમને અર્પણ કરું છું. આ તસવીરોમાં તમને દેખાશે કે આ સમગ્ર દા'વતનું કાર્ય કઈ મંજિલ તરફ લઈ જાય છે, આ દુનિયામાં પણ અને એ દુનિયામાં પણ !

**પાંચમી તસવીર !**

## જિંદગીની શરત બંદગી

મક્કાથી મદીના તરફ ચાલ્યા તો રસ્તામાં એક નાની વસ્તી આવે છે. તેનું નામ બદ્ર છે. જ્યાંથી રસ્તો બહ્રે-અહમર (અહમર નદી)ના કિનારાથી વળીને મદીના તરફ જાય છે, ત્યાંથી થોડેક દૂર ચારે તરફ નાની-નાની પહાડીઓ અને વચ્ચે એક ખીણ અને રણ છે. હિજરતનું બીજું વર્ષ છે અને આ મેદાનમાં એ લડાઈ થવાની છે, જે માનવતાના કાફલાને મૃત્યુના માર્ગથી હટાવીને એક વાર ફરીથી જીવનના રાજમાર્ગ પર આગળ વધારી દેશે. એક તરફ તત્કાલીન અજ્ઞાનતાના કેન્દ્ર મક્કાના તમામ મોટા-મોટા સરદારો અને તેમની શક્તિ છે, અને બીજી તરફ એ શક્તિ છે, જે રબ્બે-લા-શરીક (જેનો કોઈ ભાગીદાર નથી એ માલિક અને પાલનહાર)ની બંદગીની દા'વત પર પંદર વર્ષોમાં એકત્ર થઈ છે. તેમાં માનવતાની એ પૂંજી પણ સામેલ છે, જે મક્કામાંથી ચૂંટી-ચૂંટીને ભેગી કરવામાં આવી છે, અને એ પણ છે જેણે આ આહવાન્ પર લબ્બૈક કહી છે. અસત્યને વર્ચસ્વ અપાવવા માટે એક હજારનું લશ્કર છે, જેના પાસે ઘોડાઓ અને તલવારોની કોઈ કમી નથી. સત્યની હિમાયત માટે ત્રણસો તેરનો સમૂહ છે, જેના પાસે ફક્ત બે ઘોડાઓ છે અને તલવારોની પણ અછત છે.

બદ્રના એક ઊંચા ટીલા પર હઝરત સઅદ બિન મઆઝ રદિ.એ એક છત્રછાયા જેવું બનાવી નાખ્યું છે, જેમાં હુઝૂર ﷺ પોતાના યારે-ગાર (સૂરની ગુફાના સાથી) હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ.ની સાથે છે. રાત આવી તો હુઝૂર ﷺ ના શૂરવીર સાથીઓ મીઠી નિદ્રામાં પોઢી ગયા, કેમ કે અલ્લાહે જ તેમના પર આ નિદ્રા આચ્છાદિત કરી દીધી હતી, જેથી તેઓ ભય અને આશંકાથી મુક્તિ પામી લે, અને તેમના પર શાંતિની

કેફિયત છવાઈ જાય. પરંતુ હુઝૂર ﷺ ને ઊંઘ કેવી રીતે આવતી ! આપ ﷺ પોતાના એ રબ અને માલિકની સામે ઊભા છે, જેણે આપ ﷺ ને પોતાના રિસાલતના કાર્ય માટે આ દુનિયામાં મોકલ્યા હતા. ક્યારેક હાથ બાંધીને નમ્રતાથી ઊભા રહીને સ્તુતિ અને દુઆઓ કરે છે અને ક્યારેક લલાટને જમીન પર ટેકવી દે છે !

આ અજીબ દૃશ્ય હતું. આટલી મોટી વિશાળ દુનિયામાં તૌહીદ (એકેશ્વરવાદ)નું ભાગ્ય માત્ર અમુક જીવો પર આધારિત હતું. હુઝૂર ﷺ પર ઊંડી વિનમ્રતા છવાયેલ હતી. બંને હાથ ફેલાવીને કહે છે –

"હે અલ્લાહ ! તે મારાથી જે વાયદો કર્યો છે તેને પૂરો કર."

ભાવાવેશ અને મુગ્ધતાની સ્થિતિમાં મુબારક ચાદર ખભાથી સરકી-સરકી જતી હતી, અને આપ ﷺ ને તેની ખબર પણ રહેતી નહોતી, પરંતુ સિજદામાં જતા હતા અને ફરમાવતા હતા –

"હે અલ્લાહ ! આ અમુક લોકો જો આજે મટી જશે તો પછી કયામત સુધી તારી કોઈ બંદગી નહીં કરે."

(શિબ્લી નો'અમાની, સીરતુન્-નબી, ભા-૧, પૃ.૩૨૧)

લાડ-પ્યાર અને વિનમ્રતાનો આ અંદાજ તો છે જ હૃદયમાં ઉતરી જવાવાળો, પરંતુ તેનાથી પણ વધારે દૃષ્ટિ તો એ વસ્તુ પર નાખો કે આ દુનિયા છે ત્યાં સુધી આ 'ઉમ્મત'ના જીવનને કઈ શરત સાથે સાંકળવામાં આવી રહ્યું છે – 'આ અમુક લોકો આજે જો મટી જશે તો પછી કયામત સુધી તારી બંદગી નહીં થાય.'

જાણે કે આજે જો તેમને જીવન મળી ગયું તો તેમનો અને તેમના પછી આવનારી પેઢીઓનો દરેક શ્વાસ મનુષ્યોને તારી બંદગી તરફ લાવવા માટે વક્ફ (સમર્પિત) હશે. આ દુઆમાં વિનંતી અને તલબ પણ છે, ઉદ્દેશ્યની જાહેરાત પણ છે, એક કરાર અને વચન પણ છે, હેતુનું પ્રદર્શન પણ છે. એવું કહેવામાં નથી આવ્યું કે આ ઉમ્મત નહીં હોય તો સરકારો નહીં હોય, સભ્યતાના કાર્યો અને પ્રવૃત્તિઓ નહીં હોય, કારખાનાઓ અને ફેક્ટરીઓ નહીં હોય, વિજ્ઞાન અને ટેકનોલૉજી નહીં હોય, ધનદોલત અને ઉપજો નહીં હોય; ના, આ બધું જ હશે, પરંતુ તેનો સંબંધ સૃષ્ટિના માલિક અને પાલનહારની બંદગીથી કપાઈ જશે. જાણે કે તેમનો આત્મા નીકળી જશે. પછી આ સભ્યતાના આ તમામ દૃશ્યો-પ્રદર્શનો અને માનવીય પ્રગતિઓ મનુષ્યોને જીવનની તરફ નહીં, બલ્કે વિનાશ તરફ લઈ જશે. બદ્રમાં વિજય થયો, તો જાણે આ કરાર અને પ્રતિજ્ઞા પર સહી-સિક્કા થઈ ગયા, સંધિ પાકી થઈ ગઈ !

لِّيَهْلِكَ مَنْ هَلَكَ عَنْ بَيِّنَةٍ وَّ يَحْيٰى مَنْ حَيَّ عَنْ بَيِّنَةٍ ۔

''જેથી જેને વિનષ્ટ થવાનું છે તે સ્પષ્ટ પ્રમાણ સાથે વિનષ્ટ થાય અને જેને જીવંત રહેવાનું છે તે સ્પષ્ટ પ્રમાણ સાથે જીવંત રહે.'' (સૂરઃ અન્ફાલ, ૪૨)

તેથી બદ્રના દિવસને 'યવ્મુલ-ફુરકાન' કહેવામાં આવે છે.

આજે આ તસવીરને જોઈને તમારે તમારી જાતથી એક જ પ્રશ્ન કરવો જોઈએ - શું આપણે આ રસ્તા પર છીએ, જેના પર ચાલીને આપણે પણ એવા જ લાડ-પ્યાર અને મુગ્ધતાથી આપણા રબથી જીવન અને સફળતાનો સવાલ કરી શકીએ ? અને જીવન અને સફળતાની ખુશખબરીને પાત્ર ઠરીએ ? ધરતીની ખિલાફતનો વાયદો, દીનના પ્રભુત્વનું વચન, ભયથી મુક્તિ અને શાંતિનો કોલ – એ ઈમાન અને સદ્‌કાર્યોથી સજ્જ સમુદાય માટે છે, જેની કેફિયત એ હોય કે – يَعْبُدُونَنِي لَا يُشْرِكُونَ بِي شَيْئًا

''ફક્ત મારી બંદગી કરે છે અને કોઈને મારા સાથે ભાગીદાર નથી બનાવતા.'' (સૂરઃ નૂર, ૫૫)

### છઠ્ઠી તસવીર !

## મંજિલની નિશાનીઓ

હવે એક અન્ય તસવીર જૂઓ !

દા'વતનો આરંભિક તબક્કો છે. અત્યાર સુધી ગણત્રીના અમુક લોકોએ હાથમાં હાથ આપીને અનુપાલન અને અનુસરણ તથા જિહાદ અને સમર્પણની પ્રતિજ્ઞા કરી છે. જેમણે પ્રતિજ્ઞા કરી છે, તેમના ઉપર મુસીબતોના પહાડ તોડવામાં આવી રહ્યા છે. કોઈને ગરમ રેત પર સૂવડાવીને ઉપર ભારે પથ્થર મૂકી દેવામાં આવે છે, કોઈને રસ્સી અને સાંકળોથી બાંધીને શેરીઓમાં ઘસડવામાં આવે છે, કોઈને ધગધગતા અંગારાઓ પર સૂવડાવવામાં આવે છે.

આમાંથી જ એક હઝરત ખબ્બાબ બિન અલ-અર્ત રદિ. છે. તેમને ત્યાં સુધી અંગારાઓ પર સૂવડાવી રાખવામાં આવ્યા કે પીઠની ચરબીએ ઓગળી-ઓગળીને અંગારાઓને બુઝાવી નાખ્યા. તેઓ હુઝૂર ﷺ ની સેવામાં હાજર થાય છે. આ તસવીર હવે તેમના જ શબ્દોમાં જૂઓ –

અલ્લાહના રસૂલ ﷺ ખાનએ-કા'બાના છાંયડામાં દીવાલથી ટેકો લઈને બેસેલા હતા. આપ ﷺ ની ચાદર આપના માથાના નીચે હતી. મેં આપ ﷺ થી મારી હાલત અને મુસીબતોની ફરિયાદ કરી અને અરજ કરી :

શું આપ ﷺ અમારા માટે (અલ્લાહની) મદદ નહીં માગો ? શું આપ ﷺ અમારા માટે દુઆ નહીં કરો ?

મારી આ વાત સાંભળીને આપ ﷺ સીધા બેસી ગયા. આપ ﷺ નો ચહેરો તમતમી ગયો અને આપ ﷺ એ ફરમાવ્યું :

> તમારાથી પહેલાં જે લોકો હતા અને જેમના સુપ્રત આ કામ કરવામાં આવ્યું હતું, તેઓ એવા હતા કે તેમને પકડવામાં આવતા હતા, તેમના માટે એક ખાડો ખોદવામાં આવતો હતો, તેમાં તેમને જીવતા જ નાખી દેવામાં આવતા હતા. કરવત લાવવામાં આવતી હતી અને તેમના માથા ઉપર મૂકીને બે ટુકડા કરી નાખવામાં આવતા હતા. લોખંડના કાંસકા જેવા ઓજારોથી તેમનું માંસ હાડકાઓ પરથી ખેંચી લેવામાં આવતું હતું. તેમ છતાં તેઓ પોતાના દીનથી ફરતા નહોતા.
>
> અલ્લાહના સોગંદ ! અલ્લાહ આ કામને પૂરું કરીને રહેશે, ત્યાં સુધી કે એક સમય આવશે કે એક વ્યક્તિ સન્આથી હઝ્રમૌત સુધી કોઈ ભય વગર સફર કરશે અને અલ્લાહ સિવાય કોઈનો તેને ડર નહીં હોય, અને એ આશંકા સિવાય કે કોઈ જંગલી પ્રાણી તેના જાનવરોને નુકસાન ન પહોંચાડે, બીજા કોઈ નુકસાનની તેને આશંકા નહીં હોય. પરંતુ તમે લોકો ઉતાવળ કરો છો. (બુખારી, મુસ્લિમ)

આ દુનિયામાં પોતાની દા'વતની મંજિલ માથાની બે આંખોથી જૂઓ. એક મંજિલ છે – માત્ર અલ્લાહની બંદગી, અને બીજી – તેના પરિણામે એવા સમાજની સ્થાપના જ્યાં માણસ કોઈ બીજા માણસ પર અત્યાચાર ન કરી શકે. શક્તિશાળી કમજોર થઈ જાય, જો તે કોઈનો હક્ક મારે અથવા કોઈના ઉપર જુલ્મ કરે, અને કમજોર શક્તિશાળી બની જાય, જો તેનો હક્ક મારવામાં આવી રહ્યો હોય અને તેના પર અત્યાચાર કરવામાં આવી રહ્યો હોય. એક બકરી પણ કોઈ દૂર-સુદૂરના વિસ્તારમાં ભૂખથી મરી જાય તો આ ભૂલની કલ્પના માત્રથી શાસકો કાંપી જતા હતા.

વિચારો, શું તમારી દા'વત અને સંદેશ આ મંજિલો તરફ અંગૂલિનિર્દેશ કરી રહ્યો છે; એટલા માટે કે આ જ તમામ અંબિયા અલૈ.ની દા'વત અને મિશનનો સાર છે – ફક્ત અલ્લાહની બંદગી કરો – દરેક નબીએ પોતાની કોમને આ જ વાત કહી, અને તમામ રસૂલો વિશે એ પણ ફરમાવવામાં આવ્યું –

> "અમે અમારા રસૂલોને સ્પષ્ટ નિશાનીઓ અને માર્ગદર્શનો સાથે મોકલ્યા અને તેમના સાથે ગ્રંથ અને તુલા ઉતાર્યા જેથી લોકો ન્યાય ઉપર કાયમ થાય..." (સૂરઃ હદીદ, ૨૫)

જિહાદ દ્વારા, બળપ્રયોગ દ્વારા ન્યાય અને ઈન્સાફ અને સમાનતાની સ્થાપનાને જ અલ્લાહ અને તેના રસૂલની મદદનું કામ કહેવામાં આવ્યું.

''અને લોખંડ ઉતાર્યું જેમાં ઘણું બળ છે અને લોકો માટે ફાયદાઓ છે. આ એટલા માટે કરવામાં આવ્યું જેથી અલ્લાહ એ જાણી લે કે કોણ તેને જોયા વિના તેના અને તેના રસૂલોની મદદ કરે છે.'' (સૂરઃ હદીદ, ૨૫)

## સાતમી તસવીર !

## આયે ઉશ્શાક, ગયે વાદએ-ફરદા લેકર ![1]

મારા અને તમારા માટે દા'વતના આ કાર્યનું અસલ પરિણામ કે ફળ ન્યાયની સ્થાપનાથી ખૂબ વધારે છે. લોકો અલ્લાહ વહદહૂ-લાશરીકની બંદગી કબૂલ કરે કે ન કરે તથા ન્યાય અને ઈન્સાફ પર આધારિત સમાજ અસ્તિત્વમાં આવે કે ન આવે, આપણી એ સિદ્ધિ અને આપણી એ મંજિલ તો સાચી જ છે, તેના હાથથી નીકળી જવાનો તો પ્રશ્ન જ નથી. આપણી ખરી સફળતા છે – ખરી મંજિલ છે જન્નતની પ્રાપ્તિ અને જહન્નમની આગથી મુક્તિ.

એ વાત સાચી છે કે આ સ્થાનનું દૃઢ વચન તે લોકોને જ આપવામાં આવ્યું છે, જેઓ મનુષ્યોને અલ્લાહની બંદગી અને ન્યાય તરફ લાવવાના સંઘર્ષમાં પોતાનું બધું જ લગાવી દે-ખપાવી દે, ત્યાં સુધી કે પોતાની જાનની બાજી પણ લગાવી દે; પરંતુ અસલ મંજિલ અને ઉદ્દેશ્ય છે આ જન્નત !

لَآ اُضِيْعُ عَمَلَ عَامِلٍ مِّنْكُمْ مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى ۚ بَعْضُكُمْ مِّنْ
بَعْضٍ ۚ فَالَّذِيْنَ هَاجَرُوْا وَاُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاُوْذُوْا فِيْ سَبِيْلِيْ
وَقٰتَلُوْا وَقُتِلُوْا لَاُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَاُدْخِلَنَّهُمْ جَنّٰتٍ
تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ

''હું તમારામાંથી કોઈનું કર્મ વ્યર્થ જવા દેવાનો નથી. ચાહે પુરુષ હોય કે સ્ત્રી, તમે સૌ એક-બીજા જેવા છો. તેથી જે લોકોએ મારા માટે પોતાના વતન છોડ્યા અને જેમને મારા માર્ગમાં પોતાના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને પજવવામાં આવ્યા અને મારા માટે લડ્યા અને માર્યા ગયા, તેમની બધી ભૂલો હું માફ કરી દઈશ અને તેમને એવા બાગોમાં દાખલ કરીશ જેની નીચે નહેરો વહેતી હશે.'' (સૂરઃ આલેઈમરાન, ૧૯૫)

૧. ઉશ્શાક = આશિકો, પ્રેમીઓ     વાદએ ફરદા = આખિરતનો વાયદો, જન્નતનો વાયદો

જોયા વિના જન્નતનું એક હકીકત બની જવાની, તેના બદલામાં આખા જીવનનો સોદો કરી નાખવાની, તેની તલબમાં સર્વસ્વ લૂટાવી દેવાની, તેના તરફ ઝડપથી-ઉતાવળથી દોડવાની, અહીં જ તેની ખુશ્બૂ સૂંઘી લેવાની, તેના ફળો અને મેવાઓની તરફ હાથ લાંબો કરવાની એટલી તસવીરો મારા આલ્બમમાં છે કે તેને અત્યારે બતાવવું સંભવ નથી. ફરી કોઈ વખત આલ્બમના આ જ ભાગની હું તમને સહેલ કરાવીશ.

કેટલાક દશ્યો જલ્દી-જલ્દી જોઈ લો !

આ અનસ રદિ. બિન નસ્ર છે. રસૂલુલ્લાહ ﷺ શહીદ થઈ ગયા છે એવી અફવા સાંભળીને પણ જન્નતની એવી ખુશ્બૂ ઉહદના પહાડોમાંથી આવી કે હિંમત તૂટી નહીં અને ઈજાઓથી ચૂર શરીરની સાથે જન્નત તરફ રવાના થઈ ગયા.

આ ઉમૈર રદિ. બિન હમ્મામ છે. જન્નતની તરફ ઝડપથી-ઉતાવળથી દોડવાનું આહવાન્ સાંભળી તો એટલી રાહ જોવા પણ તૈયાર ન થયા કે હાથમાં જે ખજૂરો હતી, તેને સમાપ્ત કરી લે. ખજૂરો ફેંકી દીધી અને જન્નતની તરફ ઝડપથી-ઉતાવળથી દોડીને ચાલ્યા ગયા.

આ હરામ રદિ. બિન મલ્હાન છે. રણમેદાનમાં દુશ્મનોએ પાછળથી ભાલો માર્યો. તરફડીને જમીન પર પડી ગયા તો જાન નીકળવાનાં પહેલા ચહેરો ખુશીથી ચમકી રહ્યો હતો અને સફળતા તેમની આંખોની સામે નૃત્ય કરી રહી હતી. જીભ ઉપર આ શબ્દો હતા કે — فزت ورب الكعبة (કા'બાના રબના સોગંદ, હું તો.સફળ થઈ ગયો.)

આ અબૂ દહદાહ રદિ. છે. જન્નતનો બાગ તેમના માટે એટલો નિશ્ચિત, એટલો નજીક અને એટલો કીમતી હતો કે પોતાના સર્વોત્તમ બાગને એક અનાથ બાળકના હવાલે કરીને આ બાગનો સોદો કરી લીધો અને પોતાનો બાગ આપીને હૃદય આનંદ અને ખુશીથી છલોછલ હતું.



# મુહબ્બત ફાતેહે-આલમ !

### આઠમી તસવીર !

## રઊફ-વ-રહીમ

એક તસવીર હુઝૂર ﷺ ની એ છે, જે 'અલ-મુસવ્વિર' (પૂર્ણ અને સિદ્ધ ચિત્રકાર અલ્લાહતઆલા) એ આપણને પ્રદાન કરી છે.

فَبِمَا رَحْمَةٍ مِّنَ اللَّهِ لِنتَ لَهُمْ ۖ وَلَوْ كُنتَ فَظًّا غَلِيظَ الْقَلْبِ لَانفَضُّوا
مِنْ حَوْلِكَ ۖ فَاعْفُ عَنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمْ وَشَاوِرْهُمْ فِي الْأَمْرِ ۖ

''(હે પયગંબર !) આ અલ્લાહની મોટી કૃપા છે કે તમે આ લોકો માટે ઘણાં વિનમ્ર સ્વભાવના છો, નહીં તો જો તમે કઠોર સ્વભાવના અને પાષાણ-હૃદયી હોત તો આ સૌ તમારા પાસેથી વિખેરાઈ જતા. તેમની ભૂલો માફ કરી દો, તેમના માટે મગફિરત (ક્ષમા અને મુક્તિ)ની દુઆ કરો, અને દીન (ધર્મ)ના કાર્યમાં તેમને પણ વિચાર-વિમર્શમાં સામેલ રાખો...'' (સૂરઃ આલે ઈમરાન, ૧૫૯)

لَقَدْ جَاءَكُمْ رَسُولٌ مِّنْ أَنفُسِكُمْ عَزِيزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ حَرِيصٌ
عَلَيْكُم بِالْمُؤْمِنِينَ رَءُوفٌ رَّحِيمٌ ﴿١٢٨﴾

''જુઓ, તમારા પાસે એક રસૂલ આવ્યો છે જે સ્વયં તમારામાંથી જ છે. તમારું નુકસાનમાં પડવું તેના માટે અસહ્ય છે, તમારી સફળતા માટે તે ખૂબ જ આતુર છે, ઈમાન લાવનારાઓ માટે તે રઊફ અને રહીમ (અત્યંત માયાળુ અને દયાળુ) છે.'' (સૂરઃ તૌબા, ૧૨૮)

જૂઓ ! જમાઅત (સમૂહ)ને જોડી રાખવાવાળી વસ્તુ ફક્ત દા'વતની સચ્ચાઈ જ નથી, દાઈ (આવાહક)ના હૃદય અને સ્વભાવ અને તેનાં વર્તનમાં વિનમ્રતા પણ છે.

આમ તો આ છે અલ્લાહનું પ્રદાન, પરંતુ આ ન હોત તો લોકો એકત્ર ન રહેતા, વિખેરાઈ જતા.

આ પ્રેમ અને દયાની કલ્પના તમે શું કરી શકો છો કે જેને જાહેર કરવા અને આપણી આંખોની સામે લાવવા માટે રબ્બે ઝુલજલાલ વલ-ઈકરામે એ બે શબ્દોનો ઉપયોગ કર્યો છે, જે સ્વયં તેનાં ગુણોનું પણ પ્રાગટ્ય છે – અર્થાત્ રઊફ અને રહીમ. આ નરમી, દયા અને કૃપાનું પરિણામ હતું કે તે શક્તિ એકત્ર થઈ ગઈ કે જેણે એકસો વર્ષની મુદ્દતમાં એટલાન્ટિકના તટથી લઈને સિંધુ નદીના કિનારા સુધી અને યુરોપથી લઈને ચીન સુધી ઈસ્લામી દા'વત પહોંચાડી દીધી, ઈસ્લામને પ્રભુત્વ અપાવી દીધું.

### નવમી તસવીર !

## ભૂલ કરનારને માફ કરવાવાળો !

બીજી તસવીર પણ અત્યંત સુંદર છે !

હુઝૂર ﷺ મક્કા-વિજયની તૈયારી કરી રહ્યા હતા, કેમ કે કુરૈશ હુદૈબિયાની સંધિનું ઉલ્લંઘન કરીને આ કરારને તોડી ચૂક્યા હતા. આ બાજુ કુરૈશ એ મૂંઝવણમાં હતા કે હુઝૂર ﷺ હજુ પણ આ સંધિ પર કાયમ છે કે નહીં. આ સૌથી સરસ તક હતી કે ચૂપચાપ મક્કાને એ રબ માટે આધીન કરી લેવામાં આવે, જેનું ઘર ત્યાં હતું, કોઈપણ લડાઈ-ઝઘડા અને ખૂનખરાબી વગર. તેથી હુઝૂર ﷺ ની બધી તૈયારીઓ ચૂપચાપ અને છૂપી રીતે થઈ રહી હતી. હઝરત હાતિબ રદિ. એક બદ્રી સહાબી (બદ્રની લડાઈમાં ભાગ લીધો હતો એ સહાબી) હતા. તેમણે વિચાર્યું કે મક્કાના બધા જ લોકોના વગદાર રિશ્તેદારો જેઓ મદીનામાં છે, તેઓ તેમને બચાવી લેશે. હું તો અસરહીન માણસ છું. સારું એ છે કે મારા રિશ્તેદારોને જાણ કરી દઉં, જેથી તેઓ પોતાનો જીવ બચાવી શકે. હુઝૂર ﷺ નો વિજય તો નિશ્ચિત છે, આ જાણકારીથી શું ફરક પડવાનો છે. આમ, તેમણે એક મહિલાને પત્ર આપીને મક્કા રવાના કરી દીધી.

એક તરફ તો તેમની આંખો એ દૃશ્યને પામી શકતી નહોતી કે જ્યારે 'રઊફ-વ-રહીમ' અને 'રહમતુલ-લિલ-આલમીન' તમામ મક્કાવાસીઓ માટે આમ માફીનું એલાન કરવાનાં હતા – لَا تَثْرِيبَ عَلَيْكُمُ الْيَوْمَ (આજના દિવસે તમારી કોઈ પકડ નથી); બીજી તરફ તેમણે એ ન વિચાર્યું કે અલ્લાહત્આલા પોતાના રસૂલ ﷺ ને તેમના પત્રની જાણ કરી શકે છે.

જ્યારે નબી કરીમ ﷺ ને વહી દ્વારા જાણકારી મળી ગઈ, તો આપ ﷺ એ તરત જ કાસિદો (દૂતોને) દોડાવ્યા. મહિલા પકડાઈ ગઈ અને પત્ર મળી ગયો. હઝરત

હાતિબ રદિ.નો મામલો નબી ﷺ ના દરબારમાં રજૂ થયો. તેમણે પોતાની ભૂલ સ્વીકારી લીધી. ચર્ચા શરૂ થઈ કે શું સજા આપવામાં આવે. કોઈપણ કાનૂન હેઠળ આ દ્રોહ (ગદ્દારી)નો ગુનો હતો. હઝરત ઉમર રદિ.એ સૂચન કર્યું કે ગરદન ઉડાવી દેવામાં આવે. પરંતુ એ હસ્તી તો 'રઊફ' અને 'રહીમ' હતી, જેને નિર્ણય કરવાનો હતો. આપ ﷺ એ હાતિબ રદિ.ના આટલા ગંભીર ગુનાને માફ કરી દીધો.

આ ચિત્ર બતાવે છે કે જમાઅતો (સમૂહો કે સંગઠનો)નું માળખું પકડ-ધકડ, સખ્તાઈ અને કઠોરતાથી નથી બનતું, ન તો તેનાથી મજબૂત અને દૃઢ થાય છે. સખ્તાઈ ક્યારેક અરાજકતા અને અવ્યવસ્થાથી બચાવવા માટે, ઉપદ્રવને નાબૂદ કરવા માટે, સુધારણા માટે, ખરાબીથી સુરક્ષિત રાખવા માટે, લડાઈ-ઝઘડાઓ અને વિવાદોને બંધ કરવા માટે જરૂરી હોય છે. પરંતુ જમાઅતોને કોઈ વસ્તુ જો અપરાજિત શક્તિ બનાવે છે, તો તે માફી અને દરગુજર તથા દયા અને પ્રેમની નીતિ અને વલણ છે – 'મુહબ્બત ફાતેહે-આલમ.'

હવે આ તસવીરને સામે રાખીને તમે એક-બીજાની સાથે તમારા વર્તન અને વ્યવહારને જૂઓ. પોતાના નેતાઓના વર્તનને જૂઓ, અને સમીક્ષા કરો કે તમે આ આદર્શ વ્યવહારથી કેટલા નજીક છો અને કેટલા દૂર?

માફી અને દરગુજર તથા પ્રેમ અને દયાની તસવીર મારા પાસે ઘણી છે અને આ બધી તમને આ થોડાંક સમયમાં નથી બતાવી શકતો. પરંતુ બે તસવીરો જોઈ લો, તે આ શિક્ષણ-પ્રશિક્ષણ તથા આદેશોને લાગુ કરવામાં પ્રેમ અને નરમીને જાહેર કરે છે.

### દસમી તસવીર !

## પ્રેમાળ શિક્ષક-પ્રશિક્ષક

હુઝૂર ﷺ મસ્જિદે-નબવીમાં બેસેલા છે, તેમની સાથે સહાબા પણ છે. ગામડાનો એક માણસ આવ્યો. કાંકરીઓથી બનેલું ફર્શ હતું. તેણે ઊભા રહીને પેશાબ કરવાનું શરૂ કરી દીધું. મસ્જિદમાં પેશાબ ! લોકો દોડ્યા કે તેને રોકે, કદાચ મારે પણ ખરા ! હુઝૂર ﷺ એ ફરમાવ્યું –

'તેને છોડી દો.'

જેથી તે હજુ પણ પોતાની જરૂરત, હોય તો, પૂરી કરી લે.

જ્યારે તેણે પોતાની જરૂરત પૂરી કરી લીધી, તો આપ ﷺ એ તેને પાસે બોલાવીને ખૂબ જ પ્રેમથી સમજાવ્યો કે મસ્જિદ એવી પવિત્ર જગ્યા છે, જ્યાં પેશાબ કરવાની મનાઈ છે. આ અલ્લાહની યાદ, નમાઝ અને કુર્આન પઢવાની જગ્યા છે.

પછી આપ ﷺ એ પોતાના સાથીઓને કહ્યું :

આના ઉપર પાણી નાખીને પાક-સાફ કરી નાખો. તમને નરમી કરવાવાળા બનાવવામાં આવ્યા છે, ન કે સખ્તાઈ કરવાવાળા અને તંગી ઊભી કરવાવાળા.

એક વ્યક્તિ પાણીની ડોલ ભરીને લાવ્યો અને ગંદકીને ધોઈને સાફ કરી નાખી.

(બુખારી, મુસ્લિમ)

આપણા ચારે તરફ જ્યારે લોકો ભૂલો કરે છે, તો શું આપણે સુધારણા અને તા'લીમનું કામ કરતી વખતે આ પ્રકારના ધૈર્ય અને સહનશીલતા તથા પ્રેમ અને દયાના રંગમાં રંગાયેલા હોઈએ છીએ ? સખ્તાઈ અને તંગીના પ્રતિબિંબ હોઈએ છીએ કે નરમી અને વિશાળહૃદયતાના ?

### અગિયારમી તસવીર !

## કહાં દિલ-નવાઝ તુજસા, કહાં ચારએ-સાઝ તુજસા

એક વાર એક માણસ હુઝૂર ﷺ ની સેવામાં હાજર થયો અને અરજ કરી કે તે તબાહ થઈ ગયો.

ઈરશાદ થયો, કેમ ?

બોલ્યો, મેં રમઝાનમાં પત્ની સાથે સંભોગ કરી લીધો.

આપ ﷺ એ ફરમાવ્યું, એક ગુલામ આઝાદ કરી દો.

બોલ્યો, ગરીબ છું, ગુલામ ક્યાંથી લાવું ?

ઈરશાદ થયો, બે મહિનાના રોઝા રાખો.

બોલ્યો, આવું મારાથી નહીં થાય.

ફરમાવ્યું, સાઈઠ ગરીબોને ભોજન કરાવો.

બોલ્યો, એટલી શક્તિ નથી.

આકસ્મિક જ ક્યાંકથી થેલો ભરીને ખજૂરો આવી ગઈ. આપ ﷺ એ ફરમાવ્યું, આ ગરીબોમાં ખેરાત કરી દો.

અરજ કરી, એ ખુદાના સોગંદ, જેણે તમને પયગંબર બનાવ્યા છે ! આખા મદીનામાં મારાથી વધારે કોઈ ગરીબ નથી.

આપ ﷺ સહસા હસી પડ્યા, અને ફરમાવ્યું, સારું, તમે પોતે જ ખાઓ.

(બુખારી, શિબ્લી નો'અમાની અને સુલેમાન નદવી, સીરતુન્-નબી, ભા-૨, પૃ. ૨૧૬)



# લાઈફ-સ્ટાઈલ

હવે હું મારા આલ્બમમાંથી એક બીજો ભાગ ખોલું છું, અને તમને એક એવી તસવીર બતાવું છું, જેમાં તમે દાઈ (આવાહક)ના જીવનનું એ પાસું જોઈ શકશો, જેને આજકાલ 'લાઈફ-સ્ટાઈલ' કહેવામાં આવે છે. આજના સાનિધ્યમાં બસ, આ છેલ્લી તસવીર છે, જે તમારી સેવામાં છે.

**બારમી તસવીર !**

## મેરા તરીક અમીરી નહીં, ફકીરી હૈ !

આ તસવીર ખેંચવાવાળા છે હઝરત ઉમર બિન ખત્તાબ રદિ. !

ફરમાવે છે કે હું એક વાર હુઝૂર ﷺ ની સેવામાં ઉપસ્થિત થયો. આપ ﷺ ઉપરી મંજિલ પર હતા. હાજર થયો તો જોયું કે ઘરમાં સાજો-સામાનની સ્થિતિ શું છે.

મુબારક શરીર પર ફક્ત એક તહબંદ (લુંગી, અધોવસ્ત્ર) છે. એક બિસ્તર વગરનો ખાટલો છે. માથાની જગ્યાએ એક તકિયો પડ્યો છે, જેમાં સૂકાયેલા ખજૂરની છાલ ભરેલી છે. એક તરફ મુઠ્ઠીભર જઉ મૂકેલા છે, એક ખૂણામાં પગ-મુબારકની પાસે કોઈ જાનવરની ખાલ પડેલી છે. અમુક (પાણી ભરવાની) મશકોની ખાલો માથાની પાસે ખૂંટી પર લટકી રહી છે.

આ જોઈને હઝરત ઉમર રદિ. કહે છે કે, 'મારી આંખોમાંથી આંસુઓ વહી નીકળ્યા.' આંહઝરત ﷺ એ રડવાનું કારણ પૂછ્યું.

મેં અરજ કરી : હે અલ્લાહના રસૂલ ! હું કેમ ન રોઉં ! ખાટલાના વાણથી પવિત્ર શરીર પર સળ ઉઠી ગયા છે. આ તમારી કોઠરી છે, એમાં જે સામાન છે તે દેખાઈ રહ્યો છે. કૈસર (રોમનો શહેનશાહ) અને કિસરા (ઈરાનનો શહેનશાહ) તો સુંદર અને નયનરમ્ય બાગોમાં મજા લૂટે, અને અલ્લાહના પયગંબર અને આજ્ઞાંકિત બનીને આપ ﷺ ના ઘરના સામાનની હાલત આ હોય !

ઇરશાદ થયો, ''હે ઇબ્ને ખત્તાબ ! તમને એ પસંદ નથી કે તેઓ આ દુનિયા લઈ લે અને આપણે આખિરત.'' (શિબ્લી નો'અમાની અને સુલેમાન નદવી, સીરતુન્-નબી, ભા-૨, પૃ. ૩૦૭)

જેમને દુનિયાનું બધું જ મળી શકતું હતું, તેમણે કંઈ જ ન લીધું. જેમના પાસે બધું જ આવ્યું, તેમણે બધું જ આપી દીધું. જેઓ કૈસર અને કિસરાની જેમ એશઆરામથી પોતાના જીવનના રાત-દિવસને સુશોભિત કરી શકતા હતા, તેમણે ફકીરીનું જીવન સજાવી લીધું હતું.

રિવાયતથી સાબિત છે કે આપ ﷺ એ સ્વયં સારું ભોજન લીધું પણ છે, સારા કપડાં પહેર્યા પણ છે, હાથથી ભૂંજેલો ગોશ્ત ખૂબ પસંદ હતો, જ્યારે મળતો તો ખૂબ શોખથી ખાતા. ખુશબૂનો ઉપયોગ હંમેશા કરતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ. ફરમાવે છે કે મેં આપ ﷺ ને સારામાં સારા કપડાંમાં જોયા છે. (અબૂ દાઉદ) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.એ એક વખતે બજારમાંથી શામી (સીરિયન) વસ્ત્રો ખરીદ્યા. ઘર આવીને જોયું તો તેમાં લાલ રંગની પટ્ટીઓ હતી. જઈને પાછા આપી આવ્યા. કોઈએ આ ઘટનાનું વર્ણન હઝરત અસ્મા રદિ.ની સામે કર્યું. તેમણે હુઝૂર ﷺ નો ઝભ્ભો મંગાવીને લોકોને બતાવ્યો, જેના ખિસ્સાઓ અને બાંયો અને કાંડાઓ પર વણેલા ઝીણા કાપડની પટ્ટીઓ હતી. (અબૂ દાઉદ) વાત એ નથી કે હુઝૂર ﷺ ના દરેક અનુયાયી માટે આ જ પ્રકારનું જીવન વિતાવવું ફરજિયાત અને અનિવાર્ય છે. સ્પષ્ટ છે કે જે શોભા અલ્લાહે પોતાના બંદાઓ માટે બનાવી છે, તેને અલ્લાહના રસૂલ ﷺ કેવી રીતે હરામ (અવૈધ) કરી શકતા હતા.

આ તસવીરનો અસલ રંગ એ છે કે સત્ય-માર્ગ પર ચાલવાનો નિર્ણય આખિરતને અપનાવી લેવાનો નિર્ણય છે. તેના પછી ઓછામાં ઓછું એ લોકો, જેઓ આખી દુનિયાને અલ્લાહની બંદગીના વર્તુળમાં લાવવાનો ક્રાંતિકારી ધ્યેય લઈને ઊભા થઈ જાય છે, તેમનાં દિલ અને જીવન દુનિયા બનાવવાની એવી ચિંતાથી તદ્દન ખાલી થઈ જવા જોઈએ, જેનાથી આખિરતનું નુકસાન થતું હોય, અર્થાત્ આ જીવનમાં આખિરત માટે સંઘર્ષ અને મહેનત કરવાનું નુકસાન. જે પ્રકારની ચિંતાઓ દુનિયાના લોકોના હૃદયમાં વસી ગયેલી હોય છે, એવી ચિંતાઓથી તેમનાં દિલ ખાલી હોવા જોઈએ.

તેથી તાકીદ કરવામાં આવી છે કે જૂઓ, તમારી નજરો ભટકે નહીં, એવું ન થાય કે તે ભટકીને એ લોકોની લાઈફ-સ્ટાઈલ પર ચોંટી જાય, જેમની બધી ખુશહાલી આ દુનિયા સુધી સીમિત છે. તેમનાં આલીશાન ઘર છે, જે સંગે-મરમરથી સુશોભિત છે, નયનરમ્ય બગીચાઓ છે, તેમનાં ઘરોમાં કીમતી ગાલીચાઓ છે, સોફા છે, ફર્નિચર

છે, તેમના પાસે ઍરકન્ડિશનો છે, તેમનાં બેંક-બેલેન્સ પણ ઊંચા છે. તેમાંથી કોઈ વસ્તુ તમારા માટે હરામ નથી, પરંતુ તેમાંથી કોઈ વસ્તુ તમારું લક્ષ્ય અને ધ્યેય પણ નથી, તમારી મંઝિલ નથી. જો આમાંથી કોઈ વસ્તુની કિંમત દા'વતે-હક્કના કામનું નુકસાન, રાહે-હક્કની હાનિ હોય, તો પછી આ જાયઝ નથી, તેની અવગણના કરવી જ ઉત્તમ છે.

وَلَا تَمُدَّنَّ عَيْنَيْكَ إِلَىٰ مَا مَتَّعْنَا بِهِۦٓ أَزْوَٰجًا مِّنْهُمْ زَهْرَةَ
ٱلْحَيَوٰةِ ٱلدُّنْيَا لِنَفْتِنَهُمْ فِيهِ ۚ وَرِزْقُ رَبِّكَ خَيْرٌ وَأَبْقَىٰ ﴿١٣١﴾

''અને આંખ ઉઠાવીને પણ ન જુઓ દુનિયાના જીવનના તે ઠાઠ-માઠને જે અમે આમાંથી વિવિધ પ્રકારના લોકોને આપી રાખ્યો છે. તે તો અમે તેમની પરીક્ષા કરવા માટે આપ્યો છે, અને તારા રબની આપેલી હલાલ (વૈધ) રોજી જ વધુ સારી અને બાકી રહેનારી છે.'' (સૂરઃ તા-હા, ૧૩૧)



# દિલમાં સજાવી લો,
# તેના રંગમાં રગાઈ જાઓ !

આ મારા આલ્બના પાંચ ભાગોની બાર તસવીરો છે, જે મેં તમને બતાવી છે. આ તસવીરો હવે તમારા સામે છે. મારું દિલ ચાહે છે કે તમે તેને ખૂબ લગન અને ઉત્સાહથી તમારા હૃદયની ફ્રેમમાં સજાવી લો, ખૂબ કાળજીથી તેને મૂકી દો, તમારા કાન, તમારી આંખો, તમારું દિલ આના ઉપર હંમેશા કેન્દ્રિત રહે. તેમને સામે રાખીને તમે તમારા જીવન પર નજર નાખો, તમારાં વર્તન અને મૂલ્યોને જૂઓ, તમારાં વ્યક્તિત્વ, ચરિત્ર અને કાર્યોની સમીક્ષા કરો. એટલે જ ફરમાવ્યું છે કે — لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُولِ اللَّهِ أُسْوَةٌ حَسَنَةٌ (નિઃશંક, તમારા માટે ઉસ્વએ-હસ્ના અલ્લાહના રસૂલમાં છે. - સૂરઃ અહઝાબ, ૨૧) તમામ સૌંદર્ય અને રૂપ એ જીવનમાં સમેટાઈને આવી ગયું છે, જે અલ્લાહના રસૂલ ﷺ નું જીવન હતું. જેને પણ સૌંદર્યની તલાશ છે, તે ઇશ્ક અને મુહબ્બત તથા તીવ્ર અભિલાષા અને કામનાનું ચલાણું લઈને આ જીવનના પાછળ ચાલી નીકળે.

આ સૌંદર્ય અને રૂપનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું નથી કે તેને ફક્ત સાંભળી લેવામાં આવે, વાંચી લેવામાં આવે, લખી લેવામાં આવે, આપણે બધા તેની વાહ-વાહ કરીએ, તેને સાંભળીને ભાવનાઓ ઊછળવા લાગે અને આંખો ભીની થઈ જાય, અને આપણા આચરણમાં તેની કોઈ અસર ન અનુભવાય; બલ્કે તેનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું છે કે આપણે તેને પોતાના અંદર સમાવી લઈએ, પોતાને તેના બીબામાં ઢાળવાના પ્રયત્નમાં લાગી જઈએ, તેના રંગમાં રંગાઈ જઈએ. એ જ હેતુઓ આપણા જીવનના હેતુઓ હોય, એ જ રીત અને વર્તન તથા એ જ અદાઓ આપણી હોય, જે આ ઉત્તમ આદર્શના દરેક પાસાથી ઝલકે છે.

હવે તમે પૂછી શકો છો કે એ માર્ગ અને એ રીત શું છે, જેનાથી અમારા અંદર એટલો શોખ, ઉત્કંઠા અને નિર્ધાર, એટલી મનોકામના અને સાહસ અને સામર્થ્ય પેદા થઈ જાય કે આપણે આ આલીશાન આદર્શ ચરિત્રનું અનુસરણ કરી શકીએ. આપણા જીવનમાં પણ તેના સૌંદર્ય અને રૂપ કોઈને કોઈ દરજ્જામાં ઝલકવા લાગે.

તમારા આ પ્રશ્નનો જવાબ કુર્આનની આ આયતના આગળના હિસ્સામાં જોવા મળે છે, જેનો પહેલો હિસ્સો આ 'ઉસ્વા' તરફ અંગુલીનિર્દેશ કરે છે. તમે એ આયતને પૂરી પઢશો, તો એ રીત સ્પષ્ટ થઈ જાય છે, જેનાથી તમે રસ્તાનું ભાથું પ્રાપ્ત કરશો અને તમે આ સફર પૂરો કરી શકશો.

ફરમાવવામાં આવ્યું કે આમાં 'ઉસ્વએ-હસ્ના' છે, દરેક એ વ્યક્તિ માટે, જે અલ્લાહ અને આખિરતના દિવસની આશા રાખતો હોય અને જે અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરતો હોય.

અલ્લાહ અને આખિરતના દિવસની આશા અને પુષ્કળ પ્રમાણમાં અલ્લાહનો 'ઝિક્ર' (સ્મરણ), આ બંને વસ્તુઓ જો તમારામાં હોય તો તમારો રસ્તો આસાન છે.

અહીં અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન લાવવાનો ઉલ્લેખ નથી, બલ્કે 'يَرْجُوا' શબ્દ વપરાયો છે. એટલે કે જરૂરત કોલ-કરારવાળા ઈમાનની નહીં, બલ્કે જરૂરત એ ઈમાનની છે, જે જીવનની તમામ આશાઓ, અર્થાત્ બધી ઇચ્છા-મહેચ્છાઓ અને મનોકામનાઓ, તમામ ધ્યેયો અને અપેક્ષાઓ, તમામ મહેનત અને દોડધૂપ અલ્લાહ અને આખિરતના દિવસ પર કેન્દ્રિત કરી દે.

તમે સીરત (હુઝૂર ﷺ ના જીવન-ચરિત્ર)નું વર્ણન ગમે તેટલી વખત સાંભળો અને ચાહે એટલી વાર વાંચો, તમારી તમામ આશાઓને દુનિયાથી કાપીને અલ્લાહ અને આખિરતના દિવસથી જોડ્યા વિના અને પુષ્કળ પ્રમાણમાં અલ્લાહની યાદ વગર, તમને જે હિંમત અને નિર્ધાર તથા જે લાગણી અને રૂહની જરૂરત છે, તેનું પેદા થવું મુશ્કેલ છે.

અલ્લાહના ઝિક્રનો અર્થ ખૂબ જ વ્યાપક છે. તેના સ્વીકાર, તેની તસ્બીહ (ગુણગાન કરવા), તેની પ્રશંસા, તેની મહાનતા, તેનો આભાર, તેની ઐક્યતાનો એકરાર અને એલાન, તેના આગળ ઊભા રહેવું, તેની રાહમાં માલ ખર્ચ કરવો, તેને ખાતર ભૂખ્યા-તરસ્યા રહેવું, તેના ઘરના ચક્કર લગાવવા, આ બધું અલ્લાહના ઝિક્રના જુદા-જુદા સ્વરૂપો છે. આ ઝિક્રે-ઇલાહીનો એક મુખ્ય અર્થ એ પણ છે કે તમે લોકોને અલ્લાહની બંદગી તરફ બોલાવો, તેનો સંદેશ લોકો સુધી પહોંચાડો, તેના દીનને પ્રચલિત કરો, તેના માટે દોડધૂપ કરો અને કુરબાનીઓ આપો.

હઝરત મૂસા અલૈ.ને ફિરઔનના દરબારમાં મોકલવામાં આવ્યા, અને તેમના પર એ જવાબદારી નાખવામાં આવી કે આ અત્યાચારી અને જોરાવર બાદશાહના દરબારમાં ઊભા થઈને તેને અલ્લાહની બંદગીની દા'વત આપો, અને અલ્લાહના બંદાઓને તેની ગુલામીથી આઝાદ કરાવવાની કોશિશ કરો. તે વખતે તેમણે પોતાની નિર્ધનતા, સરોસામાનની કમી, પોતાની જીભનું તોતડાપણું અને કમજોરીનું વર્ણન કર્યું,

અને કહ્યું કે તમે મારા હૃદયને ખોલી દો, મારું કામ મારા માટે સરળ કરી દો, મારી જીભની ગાંઠને ખોલી દો, જેથી લોકો મારી વાતને સમજે, અને પછી અરજ કરી કે –

"જેથી અમે પુષ્કળ પ્રમાણમાં તારી તસ્બીહ કરીએ, અને જેથી અમે પુષ્કળ પ્રમાણમાં તારો ઝિક્ર કરીએ."

(كَيْ نُسَبِّحَكَ كَثِيرًا ۝ وَنَذْكُرَكَ كَثِيرًا ۝ - સૂરઃ તા-હા, ૨૯)

સ્પષ્ટ છે કે તેઓ કોઈ ખૂણામાં બેસીને તસ્બીહ પઢવા નહોતા જઈ રહ્યા, બલ્કે એક જબરજસ્ત બાદશાહના દરબારમાં દા'વત-ઇલલ્લાહનું કાર્ય કરવા જઈ રહ્યા હતા, અને આ કાર્ય માટે જ તેમણે તસ્બીહ અને ઝિક્રના શબ્દોનો ઉપયોગ કર્યો છે. એ જ પ્રમાણે જયારે અલ્લાહતઆલાએ તેમને સંબોધન કર્યું તો ફરમાવ્યું –

"જૂઓ, ક્યાંક એવું ન થાય કે મારી યાદમાં ગફલત કરી નાખો."

(وَلَا تَنِيَا فِي ذِكْرِي ۝ - સૂરઃ તા-હા, ૪૨)

એક અન્ય જગ્યાએ, વિચારો, અહીં અલ્લાહતઆલાએ 'ઝિક્ર'ની સાથે પોતાની સર્વોત્તમ ખુશખબરીને સમાવી લીધી છે અને ફરમાવ્યું –

فَاذْكُرُونِي أَذْكُرْكُمْ

"તમે મને યાદ કરો, તો હું પણ તમને યાદ કરીશ." (સૂરઃ બકરહ, ૧૫૨)

આ આયત ખૂબ સુંદર રીતે કુર્આનમાં બે ભાગ દરમ્યાન લાવીને જડી દેવામાં આવી છે. પહેલો ભાગ એ છે, જ્યાં કિબ્લા બદલવાનો આદેશ છે. આ એ વાતની નિશાની છે કે હવે દુનિયામાં એક નવી ઉમ્મતે-મુસ્લિમા અસ્તિત્વમાં આવી રહી છે, જે અલ્લાહની દા'વતની ધ્વજ-વાહક હશે. પછી ફરમાવ્યું કે રસૂલ કરીમ ﷺ ને અમે એટલા માટે મોકલ્યા છે કે તેઓ કિતાબ (કુર્આન)ની તિલાવત (પઠન) કરે, લોકોનો તઝકિયા (વ્યક્તિત્વ સુધારણા અને વિકાસ અને આત્મ-શુદ્ધિ) કરે અને તેમને હિકમત (વિવેક-બુદ્ધિ, ડહાપણ, તત્ત્વદર્શિતા)નું શિક્ષણ આપે. તે પછી બીજો ભાગ છે. તેમાં ફરમાવવામાં આવ્યું છે કે – اسْتَعِينُوا بِالصَّبْرِ وَالصَّلَاةِ – સબ્ર (ધૈર્ય) અને નમાઝની સાથે મદદ માગો. પછી અલ્લાહની રાહમાં મૃત્યુ પામનારાઓને મૃત કહેવા અને મૃત સમજવાથી મનાઈ કરવામાં આવી છે. તે પછી કહેવામાં આવ્યું છે કે અમે તમને ભયથી, ભૂખથી, ખેતીવાડીના નુકસાનથી અને પ્રાણના નુકસાનથી એમ દરેક વસ્તુથી અજમાવીશું.

આ બંને ભાગો વચ્ચે લાવીને આ આયતને જડી દેવામાં આવી છે કે 'તમે મને યાદ કરો, હું તમને યાદ કરીશ અને શુક્ર (કૃતજ્ઞતા વ્યક્ત) કરો, નાશુક્રી (કૃતઘ્નતા, નિમકહરામી) ન કરો' એટલા માટે કે મેં તમારા પર માર્ગદર્શનનો દરવાજો ખોલ્યો છે,

આ માર્ગ પર ચાલવાની પ્રેરણા આપી છે, આ દરવાજામાં દાખલ થવાનું સૌભાગ્ય પ્રદાન કર્યું છે. આ મારો ઉપકાર છે. એવું ન થાય કે તમે આને ભૂલી જાઓ અને અપકાર (નિમક-હરામી) કરવા લાગો, અને મને યાદ કરો, એવી યાદ જેની રાહમાં અજમાયશો આવશે અને ધૈર્યની આવશ્યકતા હશે.

એક બીજી રીતે વિચાર કરો. ગારે-હીરામાં પહેલી વહી આવી તો 'ઇકરા'નો સંદેશ લઈને આવી. બીજી વહી ઉતરી તો 'કુમ્ ફ-અન્ઝિર' (ઊભા થઈ જાઓ અને સચેત કરો) નો આદેશ લઈને આવી. એ પહેલા કે કોઈ વહી નમાઝ વિશે આવતી, રોઝા અંગે આવતી, ઝકાત અને હજ્જ વિશે આવતી, ઇસ્લામના અન્ય આદેશો આવતા; પહેલો હુકમ એ આવ્યો કે વાંચો કે તમે અલ્લાહના સંદેશથી વાકેફ છો અને બીજો હુકમ એ આવ્યો કે ઊભા થઈ જાઓ અને લોકોને અલ્લાહના દીનની તરફ બોલાવો અને તેમને સાવધાન કરો. આનાથી ખ્યાલ આવે છે કે દા'વતનું કર્તવ્ય એવું છે કે જેનાથી કોઈપણ પ્રકારે છટકી શકાતું નથી, અને સાચી વાત એ છે કે આપ ﷺ એ ઊભા થઈને પોતાની કોમને સચેત કરવાનું અને અલ્લાહની તરફ બોલાવવાનું શરૂ કરી દીધું, અને અલ્લાહની મહાનતાની સ્થાપના કરવાની મહેનત શરૂ કરી દીધી.

'ઉસ્વએ-હસ્ના'ની આ તસવીર તમને પોકારે છે અને આમંત્રણ આપે છે કે તમારા આસપાસ, તમારા શહેરમાં, તમારા મહોલ્લામાં, તમારી કૉલેજમાં, શાળામાં, યુનિવર્સિટીમાં, તમારી ઑફિસમાં, કારખાનામાં, તમારા ઘર અને પરિવારમાં, જેમના સુધી અલ્લાહનો સંદેશ નથી પહોંચ્યો, તમે તેના માટે જવાબદાર છો કે તેને આ સંદેશ પહોંચાડો. તેમાંથી દરેક વ્યક્તિ કયામતના દિવસે તમારો કૉલર પકડીને તમારા વિરુદ્ધ દાવો દાખલ કરી શકે છે અને કહી શકે છે કે આ માણસ છે, જે અલ્લાહના સંદેશને જાણતો હતો, તેને ફેલાવવાનો અને તેને પ્રભુત્વ અપાવવાનો દાવો પણ કરતો હતો, તેના ઉપર સત્ય પ્રગટ થઈ ચૂક્યું હતું, પરંતુ તેણે આ સત્યને અમારા સુધી નથી પહોંચાડ્યું.

દા'વત-ઇલલ્લાહની જવાબદારી અને ઉત્તરદાયિત્વનો આ ઊંડો અહેસાસ પોતાના અંદર પેદા કરો, રાત-દિવસ આ જ ધ્યેય અને આ જ ધૂનમાં લાગેલા રહો, પ્રેમ અને સહાનુભૂતિની સાથે કામ કરો, પોતાના રબથી પ્રેમ કરો, તેના રસૂલ ﷺ થી પ્રેમ કરો, આ માર્ગમાં સાથે ચાલનારાઓથી પ્રેમ કરો, પોતાના રબની પ્રત્યેક મખ્લૂક (તમામ સર્જનો)થી પ્રેમ કરો. કોઈ કારણ નથી કે જે દા'વત લઈને તમે ઉઠો છો, તે દેશના ખૂણે-ખૂણે ન ફેલાઈ જાય.

અલ્લાહતઆલા આપણા-સૌને પોતાના મહેબૂબ ﷺ ના પદ્-ચિહ્નો પર ચાલવાની તૌફિક આપે, આમીન !

